# શ્રી અરવિંદના સત્-ગ્રન્થો



**યોગસાધનાના પાયા ભા. ૧ લો**
**[Bases of Yoga]**
૦-૧૦-૦

**યોગ પર દીસિઓ**
**[Lights on Yoga]**
૦-૧૦-૦

**શ્રી અરવિંદ અંક**
૦-૧૦-૦

**યોગીક સાધન**
૦-૮-૦

**સૂત્રાવલી**
૦-૫-૦

**મા**
૦-૮-૦

**શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ**

# • પારિજાત •

લેખક અને પ્રકાશક
પૂજાલાલ



સોલ એજન્ટ
શ્રી અરવિંદ કાર્યાલય • આણંદ

પહેલી આવૃત્તિ * પ્રત • ૧૧૦૦

કિંમત • બે રૂપિયા

સપ્ટેમ્બર • ૧૯૩૮

નીચેનાં સ્થળોએથી પણ મળી શકશે:

**પાંડિચેરી** • કર્તા પાસેથી શ્રીઅરવિંદ આશ્રમ

**અમદાવાદ** • ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય

**વડોદરા** • પુસ્તકાલય સ. સ. મં. લિ.

**કડી** • શ્રી. છગનભાઈ કા. પટેલ, વિદ્યાર્થીઆશ્રમ

મુદ્રક • ચિમનલાલ ક્રીશીભાઈ પટેલ • દેશબન્ધુ પ્રિન્ટિંગ પ્રેસ • આણંદ
પ્રકાશક • પૂજાલાલ રણછોડદાસ દલવાડી • શ્રીઅરવિંદ આશ્રમ • પાંડિચેરી

# નિવેદન

ત્રણ–ચાર વર્ષથી પ્રગટ થઉં થઉં કરતું પારિજાત પ્રગટ થાય છે.

કવિતાદેવીએ પોતાની કૃપા વર્ષાવવાનું તો વર્ષોથી આરંભ્યું હતું; પરંતુ જન્મોની જડતાને લીધે એ દૈવી કૃપાને માટે પાત્રતા પ્રાપ્ત કરવાનું મારું સુભાગ્ય ધીમે ધીમે અને સ્વલ્પ સ્વલ્પ જ ઊઘડતું થયું. હીન પાત્ર જે કૃપાપ્રસાદ ઝીલી શકે તે સર્વના ઉપભોગ માટે રજુ કરું છું.

લાંબા સમય સુધી તો લખેલી કવિતાઓને પ્રગટ કરવાનો વિચાર સેવવાની પણ મારી હિંમત ચાલતી નહીં; પરંતુ કેટલાક આત્મીય સ્નેહીઓ, સુજ્ઞ શુભેચ્છકો અને મમતાળુ મિત્રોએ પ્રોત્સાહન આપવા માંડયું અને પરિણામે માસિકોમાં કેટલીક કૃતિઓ પ્રગટ થવા માંડી. 'કુમાર,' 'પ્રસ્થાન,' 'કૌમુદી,' 'ઊર્મિ,' 'ગુજરાત,' 'કિશોર' આદિ માસિકોના અને 'માનસી' આદિ ત્રૈમાસિકોના તંત્રીઓએ અને સંપાદકોએ મારાં કાવ્યોને અંધારામાંથી બહાર કાઢવામાં મને સમયોચિત અનુકૂળતા કરી આપી જે સહાય કરી છે તે સાભાર સંભારું છું.

આ સંગ્રહમાં ૨૫૦૦થી ૩૦૦૦ પંક્તિઓ કરતાં વધારેનો સમાવેશ કરવો અનેક રીતે જોખમકારક લાગવાથી પ્રગટ અને અપ્રગટ કૃતિઓમાંની ઘણીક લેવા જેવી હતી છતાં તેમને ભવિષ્યના સંગ્રહ માટે પડતી મૂકવી પડી છે. ગુજરાતની **શ્રી સરસ્વતી** જોડે સખ્યસહકાર સાધશે અને પારિજાતને અપનાવી લેશે તો બાકીનાં કાવ્યોના સંગ્રહનું પ્રકાશનકાર્ય ઝાઝો સમય નહિ લે એમ લાગે છે.

'પારિજાત' સંબંધી મારે પોતે કશું કહેવાનું હોય જ નહીં, જે કહેવાનું છે તે 'પારિજાત' પોતે જ કહે એ ઉચિત છે. મારે પક્ષે કહેવાનું માત્ર એટલું જ કે સુવિવેચકો સદ્‌ભાવપૂર્વક પારિજાતના હાર્દમાં પ્રવેશે અને મારી કલમની અલ્પાધિકારિતાને લીધે કવિતાદેવીના પ્રસાદને જે અનેકાનેક ક્ષતિઓ નડી છે તે ક્ષતિઓને બહાર પાડી તેમની ઓથે રહેલ કવિતાનાં સુસ્મિતોનાં દર્શન કરે અને કરાવે.

મૂળ વિચાર તો એવો હતો કે 'પારિજાત'માં માત્ર આત્મિક જીવનનાં કાવ્યોને જ સ્થાન આપવું; પરંતુ 'વાચક વર્ગને એ અળખામણું થઇ પડશે તો ?' એવા ભયની આગાહી હિતેચ્છુઓ તરફથી થવાથી મૂળ વિચારને મુલતવી રાખી 'પારિજાત'માં વિધવિધ વિષયો, છંદો, રસો અને રચનાવિધિનું પ્રતિનિધિત્વ સચવાય એવી પસંદગી કરી છે એ 'પારિજાતનાં પાનાં ફેરવતાં તરવરી આવશે, કોઈ એક સામાન્ય માનસ પાસેથી જેટલા વૈવિધ્યની આશા રાખી શકાય તેટલું વૈવિધ્ય સાચવવા પ્રયત્ન તો કર્યો છે: તેમ છતાં જો કોઇને નિરાશાના ઉદ્‌ગાર કાઢવા પડે તો દિલગીરી દર્શાવ્યા વગર બીજું શું થઈ શકે ?

સૉનેટના મથાળા નીચે જે ૫૪ કાવ્યો આપ્યાં છે તે સંબંધી ખુલાસો ઇષ્ટ ગણાશે. પ્રો. ઠાકોરનો પ્રેર્યો પૃથ્વી છંદ કવિઓના માનસ ઉપર વિજય

મેળવવા માંડ્યો તેમ તેમ સૉનેટને નામે કે એવા નામ વગર ચૌદ પંક્તિઓનાં કાવ્યો સામાન્ય થઈ પડ્યાં. હું પણ એવાં કાવ્યો લખવાને લોભાયો. શરૂઆતમાં સૉનેટના બંધારણનો અસ્પષ્ટ ખ્યાલ હોવાને લીધે ચૌદ લીટીઓ જ જેનું વિશિષ્ટ લક્ષણ ગણાય એવાં થોડાં કાવ્યો લખાયાં. પાછળથી સૉનેટ પ્રકારની કૃતિઓ રચવાનો પ્રયત્ન શરુ કર્યો; તેમાં ય અંગ્રેજીમાં પ્રચલિત પ્રાસની યોજના શા માટે અનુસરવી એવું કંઈક મનમાં આવવાથી પ્રાસયોજનામાં સ્વચ્છંદ સેવ્યો. છેક હમણાં હમણાં જ સૉનેટ કૃતિઓનું નિશ્ચિત રૂપ મેં સ્વીકાર્યું છે અને ભવિષ્યની રચનાઓમાં એ દેખાઇ આવશે. એટલે વાચકવિવેચકને વિનંતિ કે આ સૉનેટોને પ્રયોગદશાની કૃતિઓ ગણીને તદનુસાર તેનું મૂલ્યાંકન કરે, અથવા તો એ કૃતિઓને માત્ર કવિત્વના દષ્ટિબિંદુથી જ અવલોકે.

સૉનેટ કૃતિઓ માટે કયા છંદોનો પ્રયોગ ઇષ્ટ તે વિષે પ્રયોજકો વિચાર ચલાવી રહ્યા છે, એટલે આ સ્થાને તે સંબંધી મારો અનુભવ જણાવી દેવાની છૂટ લઉં ને ?

બેશક પ્રથમ સ્થાન હું પૃથ્વી છંદને જ આપવાનો. સૉનેટ કૃતિને નાયિકા બનાવીએ તો પૃથ્વી છંદને નાયકનું સ્થાન આપવું પડે. ધીર ગંભીર આંદોલનોની મુક્તાનંદી ગૌરવભરી છટાની પરંપરાને પગથિયે પગથિયે સૉનેટના શિખર–કલશે લઈ જવાનું સામર્થ્ય આ છંદમાં છે તેટલું બીજા કોઇમાં નથી એવું મને લાગ્યું છે. છતાં 'શિખરિણી'ને માટે પણ મારો આદરભાવ વધતો જાય છે. પહેલું સ્થાન 'પૃથ્વી'નું તો બીજું 'શિખરિણી'નું જ.

આ સિવાય સ્રગ્ધરા, શાર્દૂલવિક્રીડિત, વસંતતિલકા, અનુષ્ટુપ, હરિણી, ઉપજાતિ—એ સંસ્કૃત ગણમેળ છંદો અને 'મનહર'માંથી નિપજાવી કહાય એવા 'દીર્ઘ પયાર' જેવા અક્ષરમેળ છંદોમાં સૉનેટ લખવાનો મેં

પ્રયત્ન કરી જોયો છે. 'અનુષ્ટુપ'ના ૮+૮ એમ ૧૬ અક્ષરોને એકમ તરીકે લઈ રચનાઓ કરી છે. હજુ આ દિશામાં કુશળ કલમો વિશેષ પ્રયોગ કરી જુવે ત્યાર પછી જ સૉનેટ માટેની તેમની યોગ્યતાયોગ્યતાનો નિર્ણય કરવો સરલ બને. બાકી ઉપરના દરેક છંદમાં સૉનેટ કૃતિ માટે ઓછી-વત્તી શક્યતા તો મને જણાઈ છે ખરી.

સંગ્રહમાં કાવ્યોના છંદોનાં નામ બન્યું છે ત્યાં સુધી તો આપવાનો પ્રયત્ન કર્યો છે. જે છંદોનું નામ હું જાણતો નથી યા પાડી શકતો નથી તે અંદર નહિ દેખાય.

આ સંગ્રહ બહાર પાડતાં જે મોડું થયું છે તે એક દૃષ્ટિબિંદુથી સુયોગ્ય જ થયું છે. ત્રણ–ચાર વર્ષના ગાળા દરમ્યાન ગુરુકૃપાથી વધતા જતા અનુભવની દૃષ્ટિએ લખેલાં અને લખાતાં કાવ્યો જોઈ જવાનું અને ઘટિત સુધારા, વધારા કે ઘટાડા કરવાનું શક્ય બન્યું છે. એને લીધે તો વાચકને થોડી ઓછી ક્ષતિઓથી કંટાળવું પડશે.

ભાવનગર રાજ્યના ગ્રંથોત્તેજક ફંડ તરફથી આ આવૃત્તિની ૫૦૦ નકલનો અડધો ખર્ચ મદદ તરીકે આપવા માટે ગ્રં. ફં.ની કમિટિનો તથા ભાવનગર રાજ્યનો આભાર માનું છું.

આ સંગ્રહનું રૂપ, રંગ અને પ્રકાશન પ્રો. બળવંતરાય ઠાકોરની સૌજન્યયુક્ત ઉદાર સહાયને કેટલું આભારી છે તે અત્રે ન જણાવવામાં આવે તો મને કૃતઘ્નતાનું કલંક લાગે.

વાત એમ છે કે જો આ સંગ્રહનું સંકલન, સંસ્કરણ અને પ્રકાશન સંબંધીનું કામ મારે જ કરવાનું હોત અને જે આત્મીય સ્નેહીઓએ

તનતોડ મહેનત ઉઠાવી છે તેનો સંજોગવશાત્ મને લાભ ન મળ્યો હોત તો હજુ બીજાં દશ વર્ષો વીતી જાત અને ત્યાર પછી પણ એ પુસ્તકાકારે બહાર પડત કે કેમ તે વિષે મારું મન શંકાશીલ રહે છે. આશ્રમના જીવનમાંથી બીજી બહારની પ્રવૃત્તિ માટે વખત મેળવવાની લગભગ અશક્યતા, સ્વભાવની ઉદાસીનતા અને મંદતા આદિ કારણોને લીધે ઊંઘના નિયત સમયમાંથી સમયચોરી કરીને લખેલાં આ કાવ્યોની નકલ સુદ્ધાં કરી આપવાનું મારે માટે પ્રશ્નાત્મક હતું. આવી સ્થિતિમાં દૈવયોગે હું જેમની જોડે મુદ્દલે સંબંધ ધરાવતો ન હતો એવા પ્રો. ઠાકોરે મારી કૃતિઓમાં રસ લેવા માંડ્યો; અને મને મમતાપૂર્વક નિખાલસપણે પ્રોત્સાહન અને કવિતા સંબંધી ઘણી જ ઉપયોગી – સોનામૂલ – નીવડેલી સૂચનાઓ આપી. પાછળથી એમણે જ 'આ સંગ્રહને બહાર પાડવાનો હવે વખત થયો છે,' એમ જણાવી તે માટે માગણી કરી, ત્યાર પછી તો કાવ્યોની પસંદગી પાછળ અને જેમની છપાયેલી પ્રત નહતી તેમની નકલ કરી હસ્ત પ્રત તૈયાર કરવામાં મેં ખાસ્સાં દોઢ બે વર્ષ લગાડ્યાં! છેવટે જેવી તેવી હસ્ત પ્રત તૈયાર થઇ અને અવલોકન કરી જોવા માટે તે એમની ઉપર મોકલવામાં આવી. અને એમણે અથાક શ્રમ લઇ કાવ્યોનું સંસ્કરણ આદિ અથથી ઇતિ સુધીનું કાર્ય કર્યું. વળી અમારી વિનંતિને સંકોચ-પૂર્વક છેવટે સ્વીકારીને આધિ, વ્યાધિ અને ઉપાધિ — એમ ત્રણે પ્રકારે ત્રસ્ત હોવા છતાં પારિજાત માટે પ્રવેશક પણ લખી આપ્યો. કેવળ ઇશ્વરપ્રીત્યર્થે આ બધું કરીને કાર્યસમાપ્તિ ન માનતાં 'પારિજાત' એના છેલ્લા રૂપમાં પ્રેસ પાસે ગયું ત્યાં સુધીની અનેકાનેક વિગતો ઉપર અંગત લક્ષ રાખી આ પ્રકાશનને પોતીકું જ ગણી સાંગોપાંગ પાર ઉતાર્યું. મેં તો માત્ર પારિજાત વીણી આણ્યાં. એ પારિજાતનાં પુષ્પો સાથે ગુર્જર સરસ્વતીના મંદિરમાં જઇ એનાવડે દેવીનું અર્ચનપૂજન અને સેવાકાર્ય જે કલાપ્રેમીએ ભક્તિપૂર્વક સંભાળી લીધું તેમને કોઇ ધન્યવાદ આપે છે કે નહિ તેની શી પડી હોય! સરસ્વતીના સાચા ઉપાસકો તો એમની

આરાધ્ય દેવતા માટે જ બધું કરે છે અને તેના કૃપાપ્રસાદ પ્રાપ્ત કરી પરમ સંતોષ અનુભવે છે. એટલે એમની આ નિષ્કામ ભાવનાભક્તિ માટે બાહ્ય ઉપકાર માનવાના ઉપચારમાં ઊતર્યા વિના 'ભગવતી એમને પ્રસન્ન રહો' એવી પ્રાર્થના કરી વિરમું છું.

શ્રીઅરવિંદ કાર્યાલયે આ સંગ્રહના પ્રકાશનની સર્વ વ્યવહારુ જવાબદારી માથે લઈ મને ચિંતામુક્ત બનાવ્યો છે એટલું ય કંઈ જેવું તેવું ઋણ નથી. પણ એટલું જ નથી. એણે તો 'પારિજાત' પાછળનો સર્વ સેવાશ્રમ અને પુસ્તકોના વેચાણમાંથી જે કંઈ મળવાનું છે તે સર્વ **શ્રીઅરવિંદને** ચરણે સમર્પિત કરવામાં મારો સાથ સેવી મને ઉત્સાહિત કર્યો છે એ સંભારી સંભારીને આનંદ થાય છે. કાર્યાલયના સંભાળનાર શ્રી..................ભાઈએ 'પારિજાત'ને સર્વાંગ સુંદર બનાવી આટલી ત્વરાથી બહાર પાડવા પાછળ જે સ્નેહશ્રમ લીધો છે તે મિત્રહૃદયના સ્મારકરૂપ રહેશે. પરંતુ શ્રી કૃષ્ણાર્પણભાવે જે સહજ-ભાવે થયું છે તેને ઉપકાર માની ઉતારી પાડવાની ગ્રામ્યતા દાખવવાને બદલે હું એવું વાંછીશ કે એવો કૃષ્ણાર્પણભાવ અમારા અંતરમાં નિરંતર વાધો !

શ્રીઅરવિંદાશ્રમ, પોંડિચેરી,
જુલાઇ ૧૯૩૮

**પૂજાલાલ રણછોડદાસ દલવાડી**

# અનુક્રમ


૧ અર્પણ ૧

સૉનેટો ૩થી ૫૭

૨ ભગવતીને ૫
૩ કલ્પનાને ૬
૪ સનાતન ફૂલને ૭
૫ માનસીને ૮
૬ તારો લહિયો ૯
૭ અભીપ્સુ કવિને ૧૦
૮ ગગનવિહારીને ૧૧
૯ ચહું ૧૨
૧૦ અપાત્રતા ૧૩
૧૧ પરમ ચુંબક ૧૪
૧૨ ભલે રજનિ ૧૫
૧૩ આત્મવિહંગને ૧૬
૧૪ અગ્નિનું આહ્વાન ૧૭
૧૫ પ્રણયપડઘો ૧૮
૧૬ કુંઠિત સ્વભાવને ૧૯
૧૭ હીનની પ્રાર્થના ૨૦
૧૮ શ્રદ્ધોત્સાહ ૨૧
૧૯ પથિક ૨૨
૨૦ દંડી ૨૩
૨૧ ભાવિપથે ૨૪
૨૨ મનુપ્રભુ ૨૫
૨૩ જુગારીઓ ૨૬
૨૪ મરજીવિયા ૨૭
૨૫ રસાયન ૨૮
૨૬ બે ભાવના ૨૯
૨૭ કોયલાને ૩૦
૨૮ વતનપ્રેમ ૩૧
૨૯ ગુજ૦ની શરદ પૂ૦ ૩૨
૩૦ સ્વાતન્ત્ર્યનું પંખી ૩૩
૩૧ પઠાણની૦ ૩૪
૩૨ ચિતોડ ૩૫
૩૩ અરવલ્લી ૩૬
૩૪ પુરાણ પાટણના અ૦ ૩૭
૩૫ પૃથ્વીને ૩૮
૩૬ શહીદ શ્રદ્ધાનંદ ૩૯
૩૭ આવે છે ૪૦
૩૮ કાળીચૌદશ ૪૧
૩૯ નવવર્ષનું સવર્ણપ્રભાત ૪૨
૪૦ ચિ. બ્હેન અનુને ૪૩
૪૧ પ્રણયરૂપિણી ૪૪
૪૨ ગહન કુંજમાં ૪૫
૪૩ નમું તને ૪૬
૪૪ કલ્યાણવિભૂતિ સાગર ૪૭
૪૫ મેઘ–ઋણમુક્તિ ૪૮
૪૬ રજનીને પ્રશ્ન ૪૯
૪૭ રજનીનો ઉત્તર ૫૦
૪૮ અભીપ્સુ યૌવન ૫૧
૪૯ સૉનેટ ૫૨
૫૦ પૃથ્વીછંદ ૫૩
૫૧ બલવંત કવનો ૫૪
૫૨ ઊર્ધ્વ પથના યાત્રીને ૫૫
૫૩ મોનાલીઝા ૫૬
૫૪ લીઓનાર્દો દા વિન્ચી ૫૭

બીજી કૃતિઓ [પૂર્વાર્ધ] ૫૯થી ૧૧૬

૫૫ કુવિવેચકને ૬૧
૫૬ ગુણદૃષ્ટિ ૬૨
૫૭ કવનાતુરને ૬૩

૫૮ પ્રભુનાનું પંખી ૬૪
૫૯ પ્રિયા, કવિતાને ૬૬
૬૦ વિશ્વદેવ ૭૫
૬૧ कः ૭૭
૬૨ રજની મહેલે ૭૮
૬૩ શિવ : ૮૦
૬૪ તારી સમીપે જ ૮૩
૬૫ તારૂં નામ ૮૫
૬૬ અતિથિ ૮૭
૬૭ સનાતન શિશુ ૮૮
૬૮ ચિતારો ૯૦
૬૯ માછીડો ૯૧
૭૦ વેચાતો રાખો ૯૨
૭૧ ક્યારે ? ૯૩
૭૨ મારે હૈયે આવ ૯૪
૭૩ આવીશ આવીશ ૯૭
૭૪ જીવનદીપ ૯૯
૭૫ આત્મવિહંગમ ૧૦૧
૭૬ નાવિક ૧૦૨
૭૭ અમૃતના યાત્રીઓ ૧૦૪
૭૮ લાંબી વાટે ૧૦૫
૭૯ સેવાવડે ૧૦૬
૮૦ શાશ્વત અસંતોષ ૧૦૮
૮૧ ઈસુજન્મમહોત્સવે ૧૧૦
૮૨ વિજ્ઞાનસૂર્યને ૧૧૨
૮૩ ઘનશ્યામ ક્યાં ? ૧૧૩
૮૪ વિરહવ્યાકુળા રાધા ૧૧૫
૮૫ પ્રેમ ૧૧૬
૮૬ સંતના બે પ્રકાર ૧૧૬


બીજી કૃતિઓ [ઉત્તરાર્ધ]


૧૧૭થી ૧૮૯
૮૭ સૌંદર્યોપભોગ ૧૧૯
૮૮ મૃગમુંડક જોઇને ૧૨૧
૮૯ સંગીતવેરણ ૧૨૩
૯૦ માતૃભાષા ૧૨૪
૯૧ ભારતસ્તવન ૧૨૯
૯૨ લોકપ્રકોપ ૧૩૧
૯૩ બનાવો ને બદી ૧૩૧
૯૪ કસમયે આન્તરકલહ ૧૩૨
૯૫ સ્વાતંત્ર્યના સૈનિકો ૧૩૨
૯૬ રાજર્ષિ શિવાજી ૧૩૬
૯૭ સફળ જાત્રા ૧૪૦
૯૮ જન્મદિન ૧૪૨
૯૯ મા ૧૪૭
૧૦૦ કુટુંબ ૧૪૮
૧૦૧ પ્રણયિની ૧૪૮
૧૦૨ જીવનદેવી ૧૪૯
૧૦૩ અંજનીગીત ૧૫૧
૧૦૪ એકયુવકમિત્રનેલગ્નટાણે ૧૫૨
૧૦૫ કર મા સ્મિત ૧૫૩
૧૦૬ હવે ? ૧૫૪
૧૦૭ પિતાશ્રીને શ્રદ્ધાંજલિ ૧૫૭
૧૦૮ દાદા ૧૬૨
૧૦૯ આર્ય વિધવા ૧૬૭
૧૧૦ સૂરપાણનો ધોધ ૧૭૨
૧૧૧ ગ્રીષ્મની વાદળી ૧૭૫
૧૧૨ વિશ્વમંગલ ૧૭૫
૧૧૩ તારા ૧૭૬
૧૧૪ તારાનયના ૧૭૭
૧૧૫ શિખરો ૧૭૯
૧૧૬ પહાડનો પોકાર ૧૮૧
૧૧૭ વાડોલિયાને ૧૮૨
૧૧૮ વસંત ૧૮૪
૧૧૯ હેમંત ૧૮૫
૧૨૦ તોફાનીસાગરનેઆહ્વાન ૧૮૬
૧૨૧ હું શું આપું ? ૧૮૮

# પ્રવેશક

## ૧. પ્રકાશન માટે આગ્રહ

**પુસ્તકસ્વરૂપે** આ પ્હેલી વાર દેખા દેતા રા. રા. ભાઈશ્રી પૂજાલાલ દલવાડીએ 'પૃથ્વી છંદ' અને 'બલવંત કવનો' એ સૉનેટજોડમાં મ્હારી કવિતાની સ્તુતિ કરી છે; જે મ્હને અમારી સર્જનપ્રવૃત્તિના આદિ કાળમાં ભાઈ મણિશંકરે લખેલી 'ઉપહાર' સૉનેટ જેવી જ મીઠી લાગે છે. અને આમ હોવાથી 'હૂં તો ભાઈ પૂજાલાલનાં કાવ્યોને સાતમે આસમાને જ ચડાવૂં ને!' – એવા પૂર્વગ્રહવાળો વાચક આ મ્હારા પ્રવેશકનાં પાનાં ના વાંચે તે જ બેહતર, એટલા એવા વાચકના બહિષ્કાર સાથે આ સંગ્રહનો ટૂંકો પરિચય આપવાનું આ કર્તવ્ય આદરું છું.

આપણી અર્વાચીન કવિતાસમૃદ્ધિમાંથી નમૂના વીણીને પૂરતા વિવરણ સાથે વખતોવખત 'પ્રસ્થાન' માસિકને મોકલવાનું, એ માસિકના તંત્રી રા. ભાઈશ્રી રામનારાયણ વિ. પાઠકસ્વૈરવિહારી 'જાત્રા'એ ગયા ત્યારે એમના પ્રતિ મિત્રભાવે શરૂ કરેલું. પછી તો શ્રી ગુજરાત વ૦ સોસાયટીએ એવી એક શાળોપયોગી કદની ચોપડી માગી. એ નમૂનાઓ ભેગા કરવામાં મ્હને પ્રકટ થયેલી ચોપડીઓથી જ સંતોષ ન થયો; માસિકો આદિના અંકો જેવી મુકાબલે ઓછી સચવાતી અને અસુલભ સામગ્રી પણ બની તે તપાસી. જુવાન તંત્રીઓ અને મિત્રોની મદદથી આ કામમાં આગળ ચાલતાં મ્હને પોતાને કેટલાક ઉછરતા કવિઓની ઓળખાણપિછાન થઈ.

અને તેમાંના કોઈ કોઈ પાસે પુષ્કળ કૃતિઓ એકઠી થયેલી જોવામાં આવતાં હૂં એવા લગભગ દરેક બંધુને કહેવા લાગ્યો, "ભાઇ, અમારો ઝમાનો જુદો હતો, આ તો છે એયરોપ્લેન રેડિયોનો ઝમાનો. મણિશંકરને કે મ્હારે પગલે ન ચાલો; ત્હમારે માટે રા. રા. ન્હાનાલાલ દ. કવિનો દાખલો વધારે સારો છે. સાધારણ કદની એક ચોપડી જેટલી કૃતિઓ લખાઈ જાય તેમ તેમ ચોપડીઓ પ્રકટ કરતા જ જાવ. અમારે ઝમાને ચોપડી બ્હાર પાડવાનો વિચાર સ્ફુરતામાં તો માથે ઘંટીના પડ જેવી જવાબદારીનો ભાર આવી પડતો. હવે તો એવા સંકોચાદિની વાત નીકળતાં ય તે સૌને હસવું આવે છે. પ્રકાશનની સુગમતાઓ પણ વધેલી છે. અને બીજું અમારામાંના ઘણાખરા તો હવે આવી થાક્યા, અવનવા કલ્પના-તરુવરે 'લીમડાપીપળા'ની મોજ માણવાના અમારા દિવસ આથમી ગયા. કલાપ્રગતિસાધક ગુજરાતી સાહિત્યને પોષક ઉત્પ્લવનો અને ઉડ્ડયનો હવે ઉપાડી લેવાનાં ત્હમારે. ત્હમારામાંથી જેના જેના પ્રયાસપ્રયોગને અધિકારી રસિકો વધાવી લેતા જણાશે, તે ભાઇઓ હજી લોહી ચડતું છે ત્યાં વધારે સાહસિક બની શકશે." વગેરે.

બે – ત્રણ ઊગતા કવિબંધુઓએ તો પણ જરા થોભી જવાનું ઉચિત ગણેલું. અને એમણે સ્પષ્ટાસ્પષ્ટ રૂપે પણ જે કારણ જણાવ્યું તેથી મ્હને એ અપવાદોની ભાવનાભક્તિ પ્રતિ સવિશેષ માન ઊપજ્યું. "There is more Faith in Honest Doubt, Believe me, than in half the Creeds." * — એ સત્યનો પ્રદેશ માત્ર ધર્મ નથી.

---

*કવિ ટેનિસનના આ મુક્તકનો ભાવાર્થ:—

(આર્યા) શંકા સાચદિલી જો,
શ્રદ્ધાની છે સહોદરા ભગિની;
છે જડ – કાળજ ડોળી
કર્મઠતા શોક્ય શ્રદ્ધાની.

એઓના દિલમાં એવું હતું કે 'અમારી કૃતિઓ, અમારી કલમ હજી કાચી છે. પ્રતિભા કે જે કોઈ અગમ્ય સત્ત્વ – બ્હારથી અથવા તો અંદરથી ઉપર આવીને – લેખકની લેખણ પર સ્વાર થઇ કેવળ બુદ્ધિ-પ્રવૃત્તિએ ધારેલી પણ ભાગ્યે એવી લીલા ઉપજાવી આપે છે : કલા કે જે કોઇ જ્ઞેયાજ્ઞેય વિવેક સુરુચિમેળવાળા સંકલનાઠાઠનાં રૂઢ સ્વરૂપોને અવગણતાં ય તેમને અપૂર્વ બ્હારમાં સજી આપે છે : તેમનો અમારો જાતઅનુભવ હજી આછો અછડતો છે. ટૂંકામાં, અમારા સંગ્રહમાંનું ઘણું હજી તો માત્ર શીખાઉનાં મનોયત્નો (Exercises, studies) છે : કૃતિઓના નામને લાયક જ નથી. હા, પ્રતિભા અને કલાનો અનુભવ વધવામાં છે, એમ તો લાગે છે. પરંતુ એ તો ભાવિમાંથી જે વર્તમાન જ્યારે પ્રસવે ત્યારે ખરૂં. પ્રકાશનની ઉતાવળ શાને કરવી?' વગેરે.

પ્રતિભાલીલા અને કલાઠાઠ કંઈક સ્પષ્ટતર રજૂ કરતી કૃતિઓ વધે ત્યાં લગી રાહ જોનારા કવિજનોમાંથી એક પોતાનો આ પ્હેલો સંગ્રહ હવે ગુર્જર પ્રજાના કાવ્યોદ્યાનમાં રોપે છે.

## ૨. ભક્તકવિ

આ છે "પારિજાત" : નંદનવનનાં સુમનોની કલગી.

કવિઓ પોતાની વ્હાલી કૃતિઓને આવાં અભિધાન આપે છે, તેમાં એક વર્ગ નામ પાડનારની આત્મશ્લાઘા અને બીજા ચેનચાળા જુવે છે. કવિઓ પોતે વિનમ્ર નિખાલસતાએ અને ઉભરાતા દબાતા સત્યાલેખન-ભાવે વર્તતા હોય છે.

જુવો સંગ્રહના આરંભમાં જ —

ને એ નન્દનને નેહે ઊછળ્યું હૈયું વ્યોમમાં,<br>
ઊજળા રસ ત્યાં પીધા, ભર્યા સુભગ સોમમાં. (**અર્પણ**)

—એ 'સોમ' એટલે ?

સુખે સરલ લેખિની અમૃત અક્ષરોએ લખે,
કથા અલખ કાવ્યની સહજભક્તિભાવે, સખે (**તારો લહિયો**)

—એ 'સખા' કોણ ?

'જન્મદિન'માં જે સ્મૃતિ ફરી ફરી જગાડી આપવાને સારુ કવિ જન્મદિવસને લળીલળીને વધાવે છે, અને સાભાર અર્ઘ્ય અર્પે છે, તે

સ્મૃતિ પ્રથમની અખંડ અણબૂઝ કો જ્યોત શી

એટલે શું ?

ગુહાનિહિત આદિ ચિનગારીના અગ્નિ કને કવિ શુભ વેગભર પ્રેરણા-પ્રવાહ પ્રાર્થે છે, તે અગ્નિ આ લોકનો ? (**અગ્નિનું આવાહન**)

'क:' જુવો.

'તારી સમીપે જ' જુવો.

વધારે દાખલા ખડકવાની જરૂર નથી. સંખ્યાબંધ કૃતિઓમાં કવિનું ભક્તહૃદય આહુતિઓ અર્પ્યા કરે છે, તે આહુતિદ્રવ્યોથી વધુ વધુ ઉત્તેજિત શિખાઓ વ્યક્તગગનટોચને પેલે પાર જે એકમેવાદ્વિતીયં છે, જે એક જ 'છે, પ્રકાશે છે, પ્રફુલ્લે છે, અનેકાનેક થયા કરે છે, પરિણમે છે,' એમ સતત વહ્યા કરતા પ્રવાહમાં સત્ય સનાતન તત્ત્વ છે, જ્ઞાતાજ્ઞેયજ્ઞાન એવી ત્રણ બાજુવાળો પાસો છે, અવિકારી સનાતન આનંદ છે,—તેના ભણી ચડે છે, તેમાં ભળે છે, તદ્રૂપ બની જાય છે.

અંગ્રેજી કેળવણીની સાથે યુરોપીય અજ્ઞેયવાદ (Agnosticism) અને વ્યવહારુ સુગમતાઓ સાધી આપતા વિજ્ઞાન (Materialistic

science and its practical applications)નો અમલ આપણા શિક્ષિત શાળાપાઠશાળાનિષ્ણાતવર્ગમાં વધતો ગયો છે, તે દાયકાઓની આપણી અર્વાચીન કવિતામાંથી ભક્તિના સૂરોનો લગભગ લોપ વર્તાય, એમાં નવાઇ નથી. આપણા વૈષ્ણવો શૈવો કે જૈનોમાં કોઇ સ્વતંત્ર સર્ગ-શક્તિવાળો ( Creative originalityવાળો ) ભક્તકવિ નીપજ્યો નથી. પ્રાર્થનાસમાજીઓ માત્ર જૂનાં ભજનોમાંથી જે અગમનિગમના ત્રીજા નેત્રની દષ્ટિસૃષ્ટિ વિનાનાં, અથવા અમુક પ્રતીકનાં સ્તવનો જોવામાં આવ્યાં, તેમને તે ને તે શબ્દોમાં અગર થોડા ફેરફાર સાથે ગાયા કરે છે. નાસ્તિકતા-પ્રભુવિરહ – ની વેદનાનાં, અગર કહો કે આત્માની એકલતા કિંવા વિશ્વની અજ્ઞેયતાની ગૂંગળાવી મારતી વેદનાનાં, કવનો પણ થયાં નથી. ગુજરાતી કવિતા અઢીત્રણ ઝમાના લગી સૂકા – માત્ર દુન્યવી રસોએ રસાળ – પંથને વટાવ્યા પછી પ્હેલી વાર આ નવો સ્વતંત્ર અને સર્જકભક્તિફુવારો પામે છે, એ આ 'પારિજાત'ની આપણી અર્વાચીન કવિતામાં અપૂર્વતા છે. *

## ૩. દિગ્દર્શન

પરંતુ કવિ ભક્ત ભલે હો વા ન હો; એની કવિતા એવી વા એની એ કારણે નહીં, માત્ર પોતાના ગુણદોષે સારીનરતી ઊંચીમધ્યમહલકી વગેરે હોઇ શકે. આપણે ખ્રિસ્તી નથી એવા વાચકો પણ ટોમ્સન, ક્રિસ્ટીના રોઝેટ્ટિ, ન્યુમાન, જેવાનાં ભક્તિકવનોના રસિયા હોઈ શકિયે; ખ્રિસ્તી કવિઓમાંના મધ્યમને ખ્રિસ્તીઓ પણ પોતાના પંથનો એવા કારણે મધ્યમને બદલે ઉચ્ચ ઠરાવી ન શકે. કલામૂલ્યાંકન કોમ પંથ દેશ આદિ

* 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ'નુ ઝરણ શુદ્ધ અને નિખાલસ ગણી શકાય ભાગ્યે; અથવા ભલે એને ન્હાનો શો અપવાદ ગણવામાં આવે. અમરેલીનો હંસરાજ, તેના પ્હેલાના અરજણ ભગત અનવર ઋષિરાય વગેરે પરંપરાપ્રાપ્ત ભજનોનાં આપણાં ટાંકાંને તાજુ રાખનારાજ ગણાય.

પક્ષપાતોએ વિચલિત થવા દેવું ન ઘટે. અને વળી સામાન્ય વાચકો – કોઇ પણ દેશકાલમાં – મોટી સંખ્યામાં ભક્તો સંભવે નહીં; એટલે આ પ્રવેશકનું મુખ્ય કાર્ય આ કવિતાઓના ગુણદોષ કવિતાની દૃષ્ટિએ અને ટૂંકામાં દેખાડવાનું છે. આ સંગ્રહમાં "બીજી કૃતિઓ" એ બીજો વિભાગ વધારે મોટો છે, વાચકોનું વિશેષ ધ્યાન ખેંચે એવો પણ છે.

'સનાતન શિશુ' એમાં "દૂધિયા" નિહારિકા (Nebula)થી માંડીને વિશ્વસમુત્ક્રાન્તિનો ચડાવ ટૂંકામાં કવિત્વરીતિએ વર્ણવેલો જણાશે. સૉનેટ વિભાગમાં "મન પ્રભુ" વધારે ટૂંકી કૃતિ છે, તો પણ આવી અતાગ અમર્યાદતાને બાથ ભીડવા મથતી જણાશે. બ્રહ્માણ્ડવ્યાપી વિષયને પોતાના એક ખોબા શબ્દોમાં માપી લેતી કૃતિઓ ગુજરાતી કાવ્યમંદિરે ઘણી નથી, જે ગણતર છે તેમાં આ બંને સારી દીપી ઊઠે છે. "ક્યારે?" અને "શાશ્વત અસંતોષ" એ બેમાં માણસના અંતરમાં ઊંડે ઊંડે સદા જલતી, પ્રાપ્તમાત્રથી આગળ આગળ ધસ્યા – ધાયા જ કરવાની દિવ્ય ચિનગારી આબાદ આલેખાયલી જણાશે.

"અમૃતના યાત્રીઓ," "લાંબી વાટે," અને (સૉનેટોમાં) "પથિક," "દંડી," અને "મરજીવિયા"માં સર્વ – સ્વાર્પણે પણ ઇષ્ટસિદ્ધિ મેળવવા મથતો માનવમાનસનો વજ્રમય ટેક ભિન્નભિન્ન રૂપે એકસરખો ઉલ્લસે છે, પોતાની અખંડ ઉત્પ્લુતિએ વાચકોનાં દિલ જીતી લેવા સમર્થ છે. પછી ગગનમાંથી ભૂમિ સમીપ ઊતરતાં, સ્વાતંત્ર્યનાં, વીરતાનાં, દેશપ્રેમે માથું આપનારનાં, વિરોધીઝનૂન ખૂન કરી નાખે તેવા શહીદનાં, વીરત્વનાં, ઔદાર્યનાં અને પ્રલોભનપરાજયનાં કાવ્યો આવે છે. આ છે થોડાં, પણ લગભગ દરેક સુરેખ છે; સર્જક વિચારપ્રભાવ કે કલ્પનાચમત્કૃતિને સ્થાન એવું સરખું હોય ત્યાં શબ્દોની મીઠાશ અને લયનો પ્રવાહ કવિતાદેહ રચી લે છે. પ્રાસ અને વર્ણસગાઈ કવિને પદે પદે ચાલ્યાં આવે છે. ચિત્તંત્રની એકાગ્રતાએ ઝરતી પંક્તિઓ ટપકતાં બિંદુઓ જેવી સુવૃત્તમધુર

અને તેજોમય લાગે છે. આપણા બીજા અર્વાચીન કવિઓ સાથે મુકાબલો વાચકે જાતે કરી લેવો. સંસારી ભાવોને આર્યધર્મની ભાવનાઓ સાથે વણી લેતાં કાવ્યો કનિષ્ઠ મધ્યમ ઉત્તમ ત્રણે વર્ગના વાચકોને મુગ્ધ કરે એવાં છે. એમાં ત્રણ વિરહકાવ્યો છે, તેમાંનાં થોડાં પંક્તિપુષ્પો અહીં ખોસી લઇયે.

(૧) હતો પહાડ શો કઠોર
પત્થરો હું તો નઠોર,
તે પરે તું નેહની હતી નમેલ વેલડી,
સુગંધ મંજરી ઝરંત મીઠડી અકેલડી.

× × × ×

ઝીલતી નિદાઘ દાહ
તોય રે ન પામી ચાહ
કૃતઘ્નની! ખરે છતાંય તૂં કદી ન વીફરી
ક્ષમાળુ સ્નેહમૂર્તિ સૌ ગુન્હા જતી તું વીસરી.

કુભાગ્યને હું ભાંડતો
નિશીથવેળ કહાડતો
વરાળ વેદના તણી;
તું મોતીએ ન્હવાડતી,
ક્રમેથી શાંત પાડતી,
લઇ સુનીલ વીંઝણી. (હવે)

× × × ×

(૨) રિસાઇ દાદાતણી સોડમાં અમે
મનામણાંમાં સુખ માણવા જતા,

આંસૂ ઝમંતાં શિશુલોચનોને
દાદાતણો વત્સલ હાથ લૂછતો :
વળી ગયેલા વળી વિશેષ
પંપાળતા પીઠ, હથેળી વચ્ચે
લઈ અમારું મુખ અશ્રુભીંજ્યું
સ્વયં બની ગદ્‌ગદકંઠ ચૂમતા :
મનામણાંનાં મૃદુ વેણ ઉચરી
હસાવતા લોચનનાં જલોને.

× × × ×

હવે તો દાદાઓ દુરલભ થયા,– દારુણ સમો,
અકાળે બાળો જ્યાં કરમઈ જતાં, શી રીત તહીં
ચહે દાદા વાસો ? શિશુસુમનિયાંને લઇ સુખો
ખિલાવીને ખીલે અમરત – રસ્યા નંદનમહીં ! (દાદા)

× × × ×

(૩) જે ખોળે બેસતાં બાળ બાદશાહ બની જતા
ખંડાયો તે, બન્યા રાંક જેવા હા રાજવી અમે !
હજારો હિતચિંતાની ઝાળો જેરવનારને
ઝેરી ચિતાનલજ્વાલા એકલી જેરવી ગઇ !
હાજરી જેમની હામ હૈયામાં હલકારતી
તેમના વણ હારોમાં, કોણ હામ ટકાવશે !

× × × ×

સેવનીયતણી સેવા પૂજા સંપૂજનીયની
હતા ત્યારે કરી ના, રે સોનાની પળ વેડફી !
ન્હતા જેવા ગણ્યા જ્યારે આશીષો વર્ષતા સ્મિતે,

અરે અવગણ્યા મૂઢે સ્વેચ્છાચારવિહારમાં !
કૃતઘ્ની કલિના બાલે પરાયા સમ આચર્યું;
પરાયાથી પરાયા તે કાળે વ્હાલ બતાવિયું !
દુઃખદાવાનલે દાઝ્યા દિલને દાખવી દયા
અશોક શાંતિના ધામે સ્વયં યમ લઇ ગયા !

(૦પિતાને શ્રદ્ધાંજલિ)

× × × ×

પણ આ આખી કૃતિ એવી તો સંશ્લિષ્ટ છે, કે કાપકૂપિયા અવતરણો આપવાં જ ન ગમે. આખી જુવો, અને જોતાં જોતાં એક વર્ષોથી જાણીતા કાવ્યની સાથે તુલના પણ આપોઆપ સ્ફુરવાની—એ હકીકત વિષે મૌન પાળવાનો દંભ શાને વારુ ?...રોમાન્ટિક ક્લાસિકલ શૈલીઓ વા કલાપદ્ધતિઓનું તારતમ્ય પણ બે ય કૃતિઓને સાથે વાંચતાં ધ્યાનમાં આવશે.

'પારિજાત'માંનાં કુદરતવર્ણનનાં કાવ્યો તર્ફ તો અંગુલિનિર્દેશ જ બસ છે. મેઘ સાગર આદિને આપણી કોઈ ને કોઈ ઉન્નતગભીર ભાવનાના પ્રતીક બનાવી આપવાનું કવિનું સામર્થ્ય એ કાવ્યોમાં ખાસ દીસી આવે છે, અને છેવટ, આ દિગ્દર્શનની સમાપ્તિ 'સૌન્દર્યોપભોગ', 'મૃગમુંડક જોઇને', 'સંગીતવેરણ' અને 'સફળ જાત્રા', એ બોધપ્રધાન (Didactic) કાવ્યો સંભારીને કરીશું.

વારુ, સુબોધક કવિતા ઊર્મિકાવ્ય (Lyric) પણ હોઇ શકે. કેટલાક જાણીતા ઓગણીશમી સદીના અંગ્રેજ વિવેચકો, તેમ આપણા ગુજરાતમાં તેમના સદ્ગત રમણભાઈ અને ન. ભો. દી. જેવા ચેલાઓ, આ વિષયમાં ખોટા ભ્રમ ફેલાવી ગયા છે, એ મતના ટેકામાં 'પારિજાત'ની આ બધી કૃતિઓ ટાંકી શકાય. તથાપિ, આવી મોટી ચર્ચાને અહીં તો માત્ર છેડી જ શકાય. લાગણીઓના આવેગ સાથેનો બોધ સ્પષ્ટ ઉચ્ચારેલો હો, ધ્વનિત જ હો, એવી કૃતિ ઊર્મિપ્રધાને છે, સુબોધકે છે, એટલું જ કહીને આગળ ચાલિયે.

## ૪. "પ્રિયા કવિતાને"

*'Spirit of Beauty, that dost consecrate
With thine own hues all thou dust shine upon
Of human thought or form............'

× × × ×

મહાકવિ શેલીની એ સૌન્દર્યશ્રી, તે જ શું આ કવિનામાં શ્રી પૂજાલાલની 'પ્રિયા કવિતા' છે? શેલી પોતાની કૃતિમાં વિલપે છે, હે દેવિ, ત્હમે કેમ આટલાં મોંઘાં? ત્હમારાં દર્શન માટે આટઆટલાં શાને ટટળાવો છો? ત્હમારો પ્રકાશપ્રસાદ આટલો બધો વિરલતરલ શાને વારુ? પલવિપલ દેખાવ ન દેખાવ, ને દિવસો પર દિવસો, મહિના ને મહિના, ક્યાં કેમ સંતાઇ જાવ છો? ત્હમે પ્રેમ છો, ત્હમે આશા છો, ત્હમે શ્રદ્ધા છો, ત્હમે વ્હાલી છો, માતા છો, દેવી છો; ત્હમારા અજબમધુર કૃપા કટાક્ષથી અમે અને અમારી દુનિયા કેવાં પોષાઈયે છિયે, કેવા કેવા હર્ષોલ્લાસે મ્હાલિયે છિયે! ત્હમે પાછાં તિરસ્કરિણીપ્રચ્છન્ન થતાં આખું બાહ્યાભ્યંતર કેવૂં તો સુનકારમય બની જાય છે! મેં પોતે તો, જાણો જ છો, સર્વસ્વ ત્હમારા ચરણકમળ આગળ ધરી દીધું છે, ત્હમારો ઓલિયો જ બની ગયો છું, તથાપિ, હે રહસ્યમય સુંદરિ, મ્હારા ભણી ય તે આટલાં બધાં બેપરવા કેમ?......વારુ, પણ નમતે પહોરે તો દિવસનાં તેજ સૌમ્ય સ્થિર બને છે, તેમ મ્હારા જીવનના આ આથમતા પ્રહરમાં તો કંઈક દયા કરશો ખરાં ને?

---

*તરજુમો:—

(મંદાક્રાન્તા) સૌન્દર્યશ્રી! નિજ ઝળકઝાંયે કરન્તાં પવિત્ર
મર્ત્યોકેરાં મતિઉરસ્ફુર્યાં, નેત્રચ્હેરે છવાયાં,
જેની જેની ઉપર કિરણ સ્વૈરગત્યા ફિરો છો—

કવિતાભાવના શેલીને તેમ શ્રી પૂજાલાલને સરખી આરાધ્ય વસ્તુ છે તથાપિ આ કૃતિ ઉપલી કરતાં ઊલટા જ પ્રકારની છે. શેલીએ રચી છે વિલાપમય પ્રાર્થના, ત્યારે આ છે સૌન્દર્યશ્રીએ પ્રાપ્ત થતા હર્ષોલ્લાસની મુક્તકંઠ પ્રશસ્તિ, બેયના સમસ્ત સમર્પણમાં લેશ પણ ઊણપ કે ભિન્નતા નથી. ફેર છે તે માત્ર આરાધ્ય દેવીની ભક્ત તરફ સહાનુભૂતિનો છે.

તું એક મુજ અંતરંગ સહુ જાણનારી સખી !
ન ગુપ્ત તુજથી કશૂંય હૃદયે કદી સંઘર્યું;
ન અન્ય કહિં‌એ જઈ ઉર કદી ય મેં ઠાલવ્યૂં :
કહે અનુભવ્યો કદી તુજ સમીપ સંકોચ મેં ?

અનન્ય તવ પ્રીત ઉજ્જ્વલ શિખામયી જ્યોત શી
સદૈવ સ્થિર જાગતી, પ્રચલચિત્ત સંસારની
તમોમય નિશામહીં શુભ પ્રકાશ દેતી મ્હને,
તું અંધ મુજ નૅનની વિમલ દેખતી તારકા !

શેલીની સુંદરી પોતે રહસ્યમય અને અગમ્ય છે; આ કવિતાશ્રી પોતાના માનીતા કવિને વિશ્વનાં રહસ્યમાત્રનો ભેદ સુગમ્ય બનાવી ઊકેલી આપે છે. કવિતાશ્રી કવિના વિષાદ પણ

વદનચંદિરે ધારતી

વ્યથા વિકલ મ્હારી અંતર ઉઘાડીને ઝીલતી,
વદી વચન મીઠડાં સરસ દેતી આશ્વાસનો;
વહંત તુજ અશ્રુધાર તવ અંચલે નીતરે,
વિલાય તવ ફૂલ કૂંળું મુજ ઉષ્ણ નિઃશ્વાસથી,
વધેલ મુજ તાપમાં હૃદય ત્હારું કૂદી પડે,
તું ક્ષીણ વિદ્યુલેખ શી કૃશ તપસ્વિની શોભતી.

આ કૃતિજોડમાં આવા મહાભારત ભેદનો ખુલાસો કંઇક આ સ્વરૂપનો ધારું છું. કવિતા ભાવનામય વિભૂતિય છે, કવિના વાસ્તવ કૃતિસંગ્રહમાં મૂર્ત થયેલ તત્ત્વ પણ છે. ભાવનામય વિભૂતિ લેખે એ આરાધ્ય અને સંપૂજનીય છે. સર્જાય ગયેલ અને સર્જાવવાની કૃતિઓના આત્મા કે તેમની મૂર્તિ લેખે એ સમભાવી સખી અને પ્રિયતમા પણ છે. હર્ષમાં સધાઇ આવતી કૃતિઓ દરમિયાન કવિતામૂર્તિને કવિ સાથે આનંદતી, દુઃખી આર્ત્ત પોકારરૂપ કૃતિઓ દરમિયાન કવિતામૂર્તિને કવિ સાથે આક્રન્દતી, કલ્પવામાં વિચિત્રતા કે અતિશયોક્તિ નજેવી છે. કવિજન ઘણું ખરું તો "શાશ્વત અસંતોષ" દુઃખે દુઃખી પ્રાણી હોય છે, અને એની એ અવસ્થામાં એને દર્શન, તે આરાધ્ય દેવીનાં, પોતાના સર્જનમાં પ્રેરણા-ફૂંક સ્વૈરવિહારે પ્રેરતી "સનાતન કુમારિકા"નાં દર્શનસૌભાગ્ય છે :—

કુમારી, વંદૂં હૂં પુલકભર, શ્રીપાદકમલે
દબાવૂં દુઃખોના અધર, ધરું મોતી હૃદયનાં
નમંતાં નેત્રોએ : તવ ચરણની તારકરજે
સમર્પૂં સર્વાત્મા : ગ્રહણ કર : ત્હારા પ્રણયનાં
દયાદાનોમાં દે શુચિકિરણ : મ્હારા મળ ટળે :
કુમારાં પાવિત્ર્યો અણુ અણુ, શુભે, સુંદર સજે !

પરંતુ 'પ્રિયા કવિતાને' એ કૃતિમાં કવિતાનાં બીજાં – સર્વસ્વસમર્પણે સમભાવી સહચરી થઇ રહેલ – કવિતામૂર્તિરૂપને કવિ પોતાનો કાવ્યવિષય બનાવે છે. કવિ તેને

પળે પળ કને હું બની મુગ્ધ બોલાવતો
અડોઅડ ઉછંગમાં, પ્રણયિનિ, લઇને ત્હને
કથા મુજ પ્રવૃત્તિની શ્રવણ તાહરે રેડતો.

અને આમ કવિતામૂર્તિના સાનુકૂલ સહવાસસહચારમાં કવિનાં પ્રભાતો, કવિની સંધ્યાઓ અને રાત્રિઓ, કવિનાં વનોપવન ભ્રમણો, કવિની વસંત-ઋતુઓ અને વર્ષાઋતુઓ, દુ:ખીઓ સાથે કવિના સહવાસસહચાર, વગેરે કવિનું આખું જીવન કેવી રીતે સુંદર પ્રેમોલ્લસિત સફલોજ્જ્વલ વહ્યું જાય છે, તેનું જ આખી કૃતિ મુદામય મુદાપ્રેરક આલેખન છે. સમાપ્તિમાં કવિ વાંછે છે,

> પ્રિયે, તું થઈ ઓતપ્રોત મુજ જીવને જા ભળી,
> મહા અરવ શૂન્યમાંય મુજ સંગ રહેજે હળી.

## ૫. અર્થપ્રવાહી (મુક્ત) પદ્યનાં ભયસ્થાનો

અર્થપોષક અર્થદ્યોતક અર્થપ્રવાહી અર્થાનુકૂલ પદ્ય (Blank verse) તે શું, એવા પદ્યમાં શ્લોકની પંક્તિસંખ્યા નિશ્ચિત નથી હોતી, પંક્તિઓનાં વિરામસ્થાનો નિશ્ચિત નથી હોતાં, પંક્તિસંખ્યા વિરામસ્થાનો વગેરે અર્થને મુકાબલે બાહ્ય ઉપાધિ, અર્થ જ કૃતિનું તત્ત્વ, કૃતિનો આત્મા, એટલે અર્થની અનુકૂલતા પ્રમાણે પંક્તિસંખ્યા વિરામસ્થાનો આદિ ફર્યા કરે, જ્યાં પરંપરા પ્રમાણેનાં રાખેલાં હોય ત્યાં પણ એમ બનવાનું કારણ પરંપરાપાલન નહીં પણ અર્થાનુકૂલ્ય, વગેરે વગેરે બ્લૅન્ક વર્સની વિશિષ્ટતાઓ 'ભણકાર'ના પ્રવેશક નિબંધમાં ચર્ચ્યાને ઘણાં વર્ષ વીતી ગયાં છે. બ્લૅન્ક વર્સમાં વિરામો ફરતાં ફરતાં પંક્તિમાં ગમે ત્યાં આવે, તેના દાખલા એ નિબંધમાં મ્હારે મ્હારી કૃતિઓમાંથી જ આપવા પડેલા, કેમ જે તે કાળે ગુજરાતી કવિતામાં બ્લૅન્ક વર્સ બેસાડવાનો પ્રયાસ સરખો પણ કોઇએ કરેલો નહોતો. પછી એક આખો ઝમાનો વહી ગયો છે, કવિઓના દાયકે દાયકે નવા ફાલ આવ્યા કર્યા છે, અને તેમનામાંના કેટલાકે ગુજરાતી કવિતા-મંદિરમાં ઉચ્ચ સ્થાન મેળવ્યું પણ છે. તેમનો હાથ પરંપરાપ્રાપ્ત પદ્યો છંદો અને પદો ઉપર તેમ બ્લૅન્ક વર્સ ઉપર પણ, ગુલબંકી ઉપર પણ,

મિશ્રજાતિ ઉપર પણ, તેમ મુક્ત (વા મહાભારતી) અનુષ્ટુપ ઉપર પણ સારો બેસી ગયો છે, અને વળી તેમને નવતર રચનાઓ પ્રયોજવાનો શોખ પણ લાગી ગયો છે. ઉપરાંત ભાષા ઉપરના કાબૂને લઇને, વિષય-વૈવિધ્યબળે, ઝમાનાને અનુકૂલ વિષયોની પસંદગીવડે, વળી પોતાની પ્રાણવાન વિવિધ શક્તિઓ અને રુચિઓને એ યુવાન બંધુઓ નાટકનાટિકા, નવલ-નવલિકા, નિબંધનિબંધિકા, આદિ ક્ષેત્રે પણ ખેલવતા હોવાથી તેઓ જોતજોતામાં પોતાનાં પ્રકાશનોથી જ સારી પેઠે જાણીતા થઈ ગયા છે અને દાયકા બે દાયકામાં અપૂર્વ ખ્યાતિ મેળવે એવાં ચિહ્ન દેખાય છે. એટલે હવે આ બ્લૅન્ક વર્સના વિષયની બીજી બાજુ પણ છે, તે ગુજરાતી રસિકો આગળ શાસ્ત્રીય રીતે દાખલાઓ સાથે જો કે ટૂંકાણમાં રજૂ કરવાનો સમય ભરાઈ ચૂક્યો છે.

પદ્ય મુક્ત એટલે સંગીતનાં તેમ જ ગણમાત્રાનાં કેવલ ગાણિતિક બંધનોમાંથી મુક્ત, પ્રાસાનુપ્રાસથી યે મુક્ત, અર્થાનુકૂલ અર્થપોષક અર્થદ્યોતક અર્થસર્જક હોવું જોઇએ; પદ્યદેહ તેમાં વસતા આત્માને એટલે કે જે અર્થપ્રવાહ જ કાવ્ય છે, જે અર્થપ્રગતિ જ સર્જન છે, તેને કુદરતી રીતે પ્રકાશતો હોવો જોઇએ, એ આપણા વિષયની એક બાજુ થઇ. બીજી બાજુ આ, કે તે દેહ પદ્ય રહેવો જોઇએ, અ પ દ્ય થઇ જવો ન જોઇએ; પદ્ય બંધનરૂપ બેડી કે બોજા (handicap) જેવું, ઇષ્ટ ગતિ વેગ અને ભારવ્યવસ્થા (emphasis–scheme)ને અંતરાયરૂપ, હોવું ન જોઇએ; ઇષ્ટ ગતિ વેગ ભારવ્યવસ્થા, ઊર્મિઆન્દોલ અથડામણ કે ચડાવાદ્દિવાળા પ્રવાહી અર્થને યથાયોગ્ય વ્યક્ત કરવાની ગુંજાશવાળું હોવું જોઇએ. સાથે સાથે આ પણ જાળવવાનું, કે વ્યવહારમાં તેમ કલામાં અતિછૂટ (license), અસંયમ, સ્વચ્છંદ તે સાચું સ્વાતંત્ર્ય નથી, સ્વાતંત્ર્યઘાતક અતંત્રતા જ નીવડે છે. છૂટ લેતાં અને અર્થાનુકૂલ થતાં થતાં જે રચના પદ્યત્વને જ ગુમાવી બેસે, તેવી રચના મુક્ત પદ્ય (blank verse) ગણાવાને અપાત્ર, કુપદ્ય (doggerel) કે નરી અપદ્ય જ છે.

પૃથ્વી એવો તો રમતિયાળ ગણમેળ છે, કે તેની પંક્તિમાં લગભગ ગમે તે વર્ણીએ આરંભી પછીની પંક્તિમાં બીજી, છઠ્ઠી, આઠમી, બારમી, તેરમી, કે લગભગ ગમે તે વર્ણીએ વિરામ રાખો, અગર આખી એક પંક્તિ આગલી સાથે સળંગ રાખી તેને અંતેય થોભ્યા વગર ત્રીજીમાં વહો, તો પણ એવા કોઇ કોઇ જ રચનાખંડ પદ્યત્વહીન બની જાય છે. બ્લૅન્ક વર્સ માટે આપણા ગણમેળ વૃત્તોમાં પૃથ્વીની સર્વોત્કૃષ્ટ યોગ્યતા આવી એની લગભગ અમર્યાદ પ્રવાહિતા – સંવાદિતાને આભારી છે. મુક્ત પૃથ્વી ઉપર હાથ બેસી જાય તે દરેક પદ્યકારને આ એની સુયોગ્યતા જાત-અનુભવે સ્વયંપ્રકાશ બની જાય છે. અને તો પણ અતિપરિચયાદવજ્ઞા, એ સૂત્ર પોતાનો પ્રભાવ અહીં પણ દેખાડ્યા વિના રહી શકે ખરું ? નહીં જ.

દાખલામાં 'પૃથ્વી છંદ' એ સૉનેટ લઇશું. અહીં પૃથ્વી વૃત્તની અનેક શક્યતાઓને વખાણવા જતાં તે છટાથી ગોઠવાઇ નથી, યાદી જેવું થઇ જાય છે; અને આને અર્થદોષ ગણિયે તથા છંદ તો બાપડો અર્થાનુસારી, તે અર્થ પોતે જ્યાં નબળો ત્યાં છંદ અશિથિલ શી રીતે હોવાનો, એ પ્રમાણે વાતને ઉડાવી જ દઇયે, તો ન બને એવું નથી. પણ ખરી રીતે અર્થ અને તેનો શબ્દદેહ અન્યોન્યાશ્રયી છે, ક્વચિત્ શબ્દદેહની શિથિલતા અર્થ જ લૂલો ક્લિષ્ટ આદિ હોવાથી પ્રકટે છે, ક્વચિત્ દેહનબળાઇ અર્થનું સુરેખ આવિષ્કરણ થવા દેતી નથી. આ દાખલામાં ત્રીજી પંક્તિમાંના 'કરુણ' શબ્દથી માંડીને સાતમી પંક્તિના 'ઉરે' લગીની બાસઠે વર્ણીઓ એક સાથે,– આરોહ, આંદોલ, કશી જ છટા વિના – કેવળ તણાય છે. 'સૂતો હતો' એ પાંચમી પંક્તિના અંત પછીની ઓગણીશ વર્ણીઓ કોઇ જાતની સંવાદિતાને પોષતી નથી; એટલું જ નહીં તે વાક્યરચનાની દૃષ્ટિએ પણ પૂર્તિમય વધારો (supplementary addendum) જ છે. આગળ ચાલતાં ઉપમાન અવની વિષે વધુ પડતું લંબાણ થઇ ગયું છે. વળી મૂલ કલ્પના 'સૂતો હતો' છોડી દઇને 'શિશુ દશામહીં હતો' એ

નવી કલ્પના આણી છે. આમ પંક્તિ ૭થી ૧૧ પણ લૂલી પડે છે. છેવટે વળી અવનીના ઉપમાનને પણ વફાદાર ન રહેતાં સિંધુરાજનું નવું રૂપક આણ્યું છે અને અલંકારખીચડું બફાયું છે. 'પણ પછી' એમ શરૂ થતી છેલ્લી સાડાત્રણ પંક્તિ જ આખા સૉનેટને બચાવી લે છે.

એક બીજા દાખલા માટે "પરમ ચુંબક" એ સૉનેટમાં નીચેની પંક્તિઓ તપાસો :

અજબ કલ્પનાતારથી
વિમૂઢ મમ જાય પ્રાણ ઘસડાઇ । હૈયાતણી
ક્ષણે ન ટકતી ધૃતિ પ્રબલ મારની મોહની
કને । અબુધ......

(વિરામસ્થાનો દર્શાવવાને ઊભી જાડી લીટી કરેલી છે)

શ્રી પૂજાલાલના સૉનેટોમાંથી ઘણાની છંદોરચના સુશ્લિષ્ટ વળી છટાદાર અને વળી યથોચિત પ્રાસપ્રયોગે ચોટદાર માલૂમ પડશે, એટલું અહીં ખાસ ઉમેરું છું.

મુક્તછંદી રચના માટે, અર્થાનુસારી લયો માટે, અથવા તો પૃથ્વી છંદને માટે પક્ષપાત વધ્યા પછી એવી અર્થપોષક સંવાદિતા બીજાં વૃત્તોમાં પણ સાધવા જનારે તે તે વૃત્તના બંધારણનો ખયાલ પૂરેપૂરો રાખવો જોઇએ. ઘણાં વૃત્તોમા અમુક વિરામ તો પાળવું જ પડે એવું હોય છે. કેટલાંય વૃત્તોમાં અમુક તાલવ્યવસ્થા પણ આવશ્યક હોય છે. એવું એવું અવગણો એટલે છંદ ઠોકરાવાનો જ. અર્થાનુસરણ અને અર્થપોષકતા તે તે છંદનાં આ લક્ષણોનો લાભ લઇ શકો તો ઑર દીપી નીકળે. એવા છંદ કેમ કથળે છે, તેના દાખલામાં માત્ર નીચેના બે (શાર્દૂલવિક્રીડિત) પૂરતા ગણીને આગળ ચાલીશું :

તજતી ના કાલિમા આ ત્હને

તેથી । બાહ્ય રૂપે ઉપાય નહિં આ કાર્યે । (કોયલાને)

× × × ×

આવે છે દિન શાંતિનો શુભ પ્રભુપ્રેર્યો । ઉષારંગની
આશાએ અસવાર । આ કલહના લોકે ॥ સુધા મીઠડી
મૈત્રીમાં સહુ ઝેર... (આવે છે દિન)

આ છેલ્લા દાખલામાં એક ઠેકાણે એવડી ઊભી લીટી દઢ વિરામ દર્શાવે છે.*

## ૬. નવા છંદો

આપણા છંદઃશાસ્ત્રના સંખ્યામેળ વિભાગમાં મનહર જાતિ જાણીતી છે. બંગાળી કવિઓ એ જાતિના પણ મુખ્યત્વે ચતુરક્ષર સંધિવાળા, પંક્તિને અંતે ૭ અક્ષર લગીના એક સંધિવાળા છંદો વાપરે છે, અને એ છંદોજાતિનું બંગાળી વિશેષનામ 'પયાર' છે. લાંબી પંક્તિઓવાળા પયારને 'દીર્ઘ પયાર' કહે છે. આ સંગ્રહની "સફળ જાત્રા" એ કૃતિમાં

---

*મુક્તછંદી રચનાની ઉત્તમતાના એટલે અર્થપોષકતા, અર્થમાં તેજ, માધુર્ય, અદ્‌ભુતતા આદિ ભરવાની શક્તિના દાખલા શ્રી સુન્દરમ્, શ્રી ઉમાશંકર જોષી આદિની કૃતિઓમાંથી સુંદર આપી શકાય; તેમ એ રચનામાં દોષ ગણાય એવા અતિક્લિષ્ટ એટલે છંદોભંગના દાખલા પણ એમની કૃતિઓમાં નથી એમ નથી. પરંતુ અહીં બીજા કવિઓની કૃતિઓમાંથી દાખલા અપ્રસ્તુત ગણીને, તથા લંબાણ ન થવા દેવાને, ટાંક્યા નથી. મુક્તછંદ(બ્લૅન્ક વર્સ)મા અતિક્લિષ્ટનો વિષય જુદા જુદા કવિઓમાંથી દાખલાઓ લઇને સ્વતંત્ર ચર્ચવા જેટલા મહત્ત્વનો છે પણ ખરો. હું તો હવે વૃદ્ધ થઈ ગયો. નવા કવિઓ પોતે મુક્તછંદી રચનાના વિજયો અને ભયસ્થાનો અને એવા એવા વિષયો પોતાની મેળે ચર્ચતા થાય એમ ઇચ્છું છું. મુક્ત પૃથ્વી લગભગ દરેક નવો કવિ લખતો થઇ ગયો છે, એ રૂડી વાત છે. પણ તેથી હાથ જોડી ભેંડ વાળીને નિરાંતે સુખાસીન રહેવાનું નથી, મુક્ત પૃથ્વી સારો જ લખાય તે માટે આવી આવી

૪+૪+૬ એવા સંધિઓવાળી ચૌદવર્ણીની પંક્તિઓ છે, તે બંગાળી પયાર છંદમાં લખેલી છે; "સૉનેટ" અને "સનાતન શિશુ"માં પંક્તિઓ અઢાર વર્ણીવાળા "દીર્ઘ પયાર"ની છે. "ત્હારું નામ" એ કૃતિમાં પંક્તિઓ (૪+૪)+(૪+૩) એ માપની છે. આપણા મનહર (૮+૮)+(૮+૭) એમ રચાય છે, ત્યારે આમાં તેનો ઉત્તરાર્ધ જ આવે છે, એમ પણ કહી શકાય. એટલે આ છંદને 'ગુર્જર પયાર' અથવા 'મનહર તિલક'નું નામ આપી શકિયે. પયાર છંદને જાણનાર કવિના ગુંજનમાં એ રચના પયારના એક જરા નવા પ્રકાર લેખે ઊપજે, તેમ પયારછંદથી અજ્ઞ પણ મનહરછંદને જાણનાર કવિના ગુંજનમાંથી પણ એ ઊપજી આવે. ભજનની ધૂન જગવવી–ગજવવી કહિયે છિયે, તેવી પ્રવૃત્તિ માટે આ છંદ સારો ફાવે. "આવીશ આવીશ" એમાં વળી બીજી નવતરતા છે. ૪+૪+(૪+૩) અને ૪+(૪+૩) એવા સંધિગુચ્છની પંક્તિઓ આનુપૂર્વીએ આવે છે. ટેકની કડી પછીની કડીઓમાં બે ટૂંકી પંક્તિઓથી આરંભીને પછી ત્રીજી લાંબી ચોથી ટૂંકી, એવી રચના છે. અને અહીં જણાવેલી તમામ રચનાઓમાં આ છેલ્લીની ગેયતા વિશેષ જણાય છે. છેવટ, આ સર્વમાં જ્યાં જ્યાં જેટલી પ્રાસરચના છે, તે એટલી તો સ્પષ્ટ છે, કે એ વિશેષતા ઉપર કશું ઉમેરવાની જરૂર નથી. "આવીશ આવીશ"માંની પ્રાસરચનાનું ગઝલો વા મનહરમાંની દ્વિપુટ અનેકપુટ (double, multiple) પ્રાસરચના સાથેનું સામ્ય દેખીતૂં જ છે.

બંગાળી સાહિત્યની કેટલીક વિશિષ્ટતાઓ ભણી ગુજરાતી તેમ હિંદ સમસ્તના સાહિત્યશોખીનો આકર્ષાતા જાય છે, અને એવો પક્ષપાત સકારણ

---

ચર્ચાઓ આવશ્યક છે. મ્હારી કૃતિઓમાં પણ અતિક્રષ્ટના અને અતિરૂઢિપાલનના બેય જાતના દાખલા જડી આવશે. સનાતન સાવધતા વિના જેમ સ્વાતંત્ર્ય નથી, તેમ સંવાદિતા ય નથી.

પણ છે. અત્યારે હિંદવી સાહિત્યોમાં વિજયપ્રસ્થાનપોષક અનેકાનેક શક્તિઓ સમૃદ્ધિઓ ગુણો અને અલંકારોમાં બંગાળી સાહિત્ય સૌથી આગળ છે.

પરંતુ આ જાતના છંદ ગુજરાતી કવિતામાં સ્થાયી સ્થાન મેળવી શકશે ખરા ? "આપણી કવિતાસમૃદ્ધિ" એ મ્હારી ચોપડીમાં મનહર વિષે ચર્ચા કરતાં મ્હારી શંકાનું કારણ પણ જણાવી ગયો છું. ઉપલી કૃતિઓમાંથી થોડી પંક્તિઓ ટાંકું છું :

કવિતાકલાકિશોરી આવી ચિર વસી ત્યાં રુચિર **( સૉનેટ )**

અંગારા વરસાવતો આકરો ઉન્હાળો,
ધૂમ ધખ ધખ કરે, ધરા કાઢે ઝાળો **( સફળ જાત્રા )**

નામજલે કાલમળે પ્રફુલ્લે પવિત્રતા
નામમેહે રણદેહે સ્વર્ગબાગ ખીલતા **( તારું નામ )**

ધખતાં શોકનાં રણે
    મોત જ્યાં ઘડીઓ ગણે,
વારે ધાવા વાદળને નહીં બોલાવીશ હૂં,
    અંગારા નડે ન મુજ કામમાં;
આવીશ આવીશ ત્હને શોધતો આવીશ હૂં
    સુદૂર સોનેરી ત્હારા ધામમાં:
વેદનાના પારાવાર ભેટમાં લાવીશ હૂં
    છલકાતા જીવનના જામમાં ! **(આવીશ ! આવીશ !)**

આ પંક્તિઓને બેચાર વાર ફરીફરીને બોલી જુવો. ગુંજી ગણગણી જુવો. એ નાદ-વાદલને શ્રુતિવ્યોમમાં જમાવવાને બનતો પ્રયાસ કરો. કોઈ પણ છંદનો દેહ શ્રુતિવ્યોમે જામતું આ નાદવાદલ છે. છાપેલી

પંક્તિઓ, કે તેમનું ગાણિતિક માપ, કે પિંગલશાસ્ત્રમાંની તેની વ્યાખ્યા, કે એક એક ઉચ્ચારાતા અમુક વર્ણીઓની પરંપરા, તે છંદોદેહ નથી. આ નાદવાદલ (moving and rotating airwave of sound) આ ગતિમાન અને પુનરાવર્ત્તિ સ્વરિત વાયુની દોલા, કવિના શ્રુતિઓમમાં જે જે છંદની જામે, તે તે છંદમાંજ કવિ ત્વરાથી રચના કરી શકે છે. અને જ્યારે ચિત્તંત્ર વિષયથી પણ તરબોળ હોય છે, ત્યારે તો લખતો હાથ પાછળ પડી જાય એટલી ઝપટથી કવિની રચના રચાય છે : ચલતીએ ચડેલો તબલચી તેમ તાને ચડેલો કવિજન પોતાના શ્વાસોચ્છ્વાસથી પણ જાણે આગળ થઇ જવાનો હોય એવો ચગે છે. અથચ એવા ત્વરિત આવેશમય સર્જનમાં ગાણિતિક માપ કે વિરામાદિના નિયમ સપાટિયા નજરે ક્યાંક તૂટ્યા લાગે, તથાપિ સૂક્ષ્મ વિવેચનાએ સિદ્ધ થાય છે કે એ નાદદોલાએ ચડેલા કવિએ એ નિયમોને તોડવાના માત્ર બાહ્ય દેખાવની સાથે સવિશેષ ખૂબીથી સીકારેલા અને સંમાનેલા હોય છે : વ્યસ્ત વાણીની જાણીતી અપૂર્તિઓ અને મર્યાદાઓથી તે પર જઇ શકેલો હોય છે.

વારુ. બંગાળી ઢબના ઉચ્ચારણમાં —

કૉબિતાકૉલા...ચિરૉ બૉસી...રુચીરૉ

અંગારા બૉરૉસાબૉતો...

નામૉઝ્નૉલે કાલોમૉળૅ...

ધોબૉતાં શોકૉનાં રેણે...

—એ પ્રમાણે આ પંક્તિઓ બોલાય. (આમાં કૉ રૉ વગેરે પ્હોળા કિંવા પ્રાકૃત ઑકાર લઘુ સ્વરો છે એટલું સામાન્ય વાચકના આ વિષયના ગાઢ અજ્ઞાનને લીધે ઉમેરવું પ્રાપ્ત થાય છે.) પરંતુ આપણા ગુજરાતી ઉચ્ચારણમાં ઘણા અ લઘુ સ્વર પણ નથી, લઘુ સ્વર કરતાં અલ્પ માપના અને ઓછો સમય માગતા દ્રુત સ્વરો છે. આ ભેદને દર્શાવવા

સારુ લિપિશાસ્ત્રીઓ 'કામદાર' જેવા શબ્દનું રોમન લિપિરૂપ KĀMADĀRA નથી સ્વીકારતા; તેને બદલે તેઓ લખે છે KĀMᴬ-DĀRᴬ, 'મગન' શબ્દને તેઓ લખે છે MAGANᴬ, જેમાં પ્હેલા બે અ લઘુ સ્વર છે, પણ છેલ્લો દ્રુત છે.*

હવે ઉપલા દાખલાઓમાં પ્રથમ પંક્તિમાં પાંચ અ છે, બીજીમાં ચાર, ત્રીજીમાં પાંચ એ પ્રમાણે આવ્યા કરે છે. ગદ્ય – વાક્યોમાં પણ અકારોની સંખ્યા અને તેમાં કેટલા દ્રુત હોવાના જ તે તપાસો. ઉપર ટાંકેલી કોઇ પણ પંક્તિમાં ત્રણથી ઓછા અ નથી. અપવાદ રૂપ 'સુદૂર સોનેરી ત્હારા ધામમાં'ની અંદર પણ બે અ તો છે. અને આ છંદોમાં – આખી મનહરજાતિમાં – અકારોમાંના ઘણાખરાને "દ્રુત" કરતાં વધારે ચીપીને એટલે લગભગ દરેકને લઘુ વા એક માત્રાના જ બોલવા પડે છે.–તે આપણ ગુજરાતીઓના ઉચ્ચારણની પ્રકૃતિસિદ્ધ લઢણને પ્રતિકૂલ ક્રિયા છે. અર્થાત્ મનહરજાતિના છંદો આપણી કવિતામાં હિંદી કવિતામાંના તેમના સ્થાન જેવું સ્થાન નહીં જ મેળવી શકે, એવો અભિપ્રાય 'આપણી કવિતાસમૃદ્ધિ'માં મેં દર્શાવ્યો છે, તે આ બંગાળી છંદો વિષે પણ મ્હારો અભિપ્રાય એ જ કારણથી થાય છે. પ્રતિભાવાન કવિઓ ભાષાને સમૃદ્ધ બનાવવાની સાથે નાનાવિધ સમર્થ બનાવવાની સાથે, અવનવીન અલં-

---

* આ લઘુ અને દ્રુત વચ્ચેનો ભેદ ફારસીમાંય છે અને કવિઓ તેમ પિંગળશાસ્ત્રીઓ એ ઉચ્ચારણભેદ ફારસી કવિતાપંક્તિઓમાં ધ્યાનમાં રાખે છે. જુવો E. G, Browne: Literary History of Persia (Cambridge) Vol II, Preface and Ch. I. હું છંદશાસ્ત્રની શુદ્ધિ માટે કહ્યા કરૂં છું. ગુજરાતી ઉચ્ચારણમાં લઘુથી ટૂંકા દ્રુત સ્વરો આવ્યા કરે છે, હિંદી બંગાળીમાં મુકાબલે તે બહુ જ ઓછા છે; તેમ બ્રાઉન લખે છે ફારસીના તળપદા ઉચ્ચારણમાં દ્રુત સ્વરો આવ્યા કરે છે તેને પણ હિંદીઓ તો પૂરા (એટલે કે લઘુ હોય તેમ) ઉચ્ચારે છે.

કરણોએ શોભીતી કરવાની સાથે, તેના ઘાટઘૂટમાં પણ કેટલીક સંવાદિતા આણી શકે છે, બેશક; તથાપિ પ્રતિભાશક્તિને પણ મર્યાદાઓ છે: ભાષાની ઉચ્ચારણપ્રકૃતિને તેણે પણ પોતાના પરચા દેખાડવા જતાં સ્વીકારવી સમાલવી પડે. પ્રતિભાવાન કવિ પણ પરાઈ ભાષામાં માત્ર મનોયત્નો (exercises) જેવું જ લખી શકે છે, એથી વિશેષ વિજય મેળવી જ શકતો નથી, ભલે તેનું એ ભાષા ઉપર પણ પ્રભુત્વ હોય, તેનું એક ઊંડું કારણ આ જુદી જુદી ભાષાઓની જુદી જુદી ઉચ્ચારણપ્રકૃતિ છે.

આ સંગ્રહમાં જે રચનાઓને 'મિશ્રજાતિ' છંદની કહી છે, તે રચનાઓ આપણામાં મુકાબલે હજી નવી છે; અગર જો કે સંસ્કૃત કવિતામાં એ મિશ્રજાતિ રચનાઓ **શ્રી ભગવદ્ગીતા** જેટલી પ્રાચીન તો છે. ઈંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રાનું મિશ્રણ તે ઉપજાતિ. વર્ણસંખ્યા એક જ પણ ગણમેળમાં ભિન્ન ભિન્ન એવાં વૃત્તોનાં, તેમ એકવર્ણી ફેરવાળાં વૃત્તોનાં મિશ્રણ, શક્ય (એટલે સંવાદિ જણાય) તે બધાં યે આ ઉપજાતિ વર્ગમાં આવે. વર્ણી-સંખ્યામાં એકથી વધારેનો ફેર હોય, એવાં વૃત્તોનાં મિશ્રણને ઉપજાતિ નહીં ને 'મિશ્રજાતિ' કહેવાં: આ મ્હારી વ્યવસ્થા મેં 'આપણી કવિતા-સમૃદ્ધિ'માં દાખલ કરી, તે પછી કેટલાક ઊગતા કવિઓએ એ નામ યથાર્થ વાપરીને અપનાવી લીધી છે. આ સંગ્રહમાં મિશ્રજાતિ વિશેષનામ આ જ અર્થમાં પારિભાષિક શબ્દ લેખે વાપરેલું છે. આ વ્યવસ્થા ચોખ્ખાં ગાણિતિક સૂત્રરૂપે પણ દર્શાવી શકાય છે. ઉપજાતિ અને મિશ્રજાતિ એ વિશેષ નામો ગણમેળ વૃત્તોની પરિભાષામાં ૧૧ વર્ણીથી માંડીને ૧૪ વર્ણી વૃત્તો લગીના ક્ષેત્રમાં જ વાપરવાનાં છે. તેમાં ૧૧–૧૧, ૧૧–૧૨, ૧૨–૧૨, ૧૨–૧૩, ૧૩–૧૩, ૧૩–૧૪, અને ૧૪–૧૪ વર્ણી વૃત્તોનાં મિશ્રણો તે તમામ **ઉપજાતિ** વર્ગમાં આવે; નિર્દિષ્ટ ક્ષેત્રમાં કોઈ પણ બે કે વધારે છંદ, જે વર્ણીસંખ્યામાં બે કે ત્રણ વર્ણીના ફેરવાળા હોય, તેમનાં તમામ મિશ્રણને **મિશ્રજાતિ** વર્ગનાં

ગણવાં. આવા સામાન્ય નિબંધમાં આ સર્વ મિશ્રણોના દાખલા કે બીજી વિશેષ ચર્ચા ન હોઇ શકે, આટલાથી જ સંતોષ માની લેવો પડે. કદાચ છંદશાસ્ત્રને લગતી આટલી ચર્ચા પણ બીજી રીતે અધિકારી વાચકોને દુર્બોધ – દુર્વાચ્ય થઇ પડશે.

આજના કવિઓની મિશ્રજાતિ રચનાઓનાં છૂટ ઔચિત્ય અને ચોટ વધતાં આવે છે, અને એવી રચનાઓ મધ્યમ અધિકારી વાચકને પણ સદ્યગ્રાહ્ય હોવાથી તેમના વધતા જતા વાપર ઉપરથી કહી શકાય છે, કે ગુજરાતી કવિતાનો પ્રજામાં ફેલાવ પાછો વધવા માંડ્યો છે. મધ્યમ અધિકારીને દુર્બોધ કે અતિચડાણના પડે એવા વિષયો માટે બેશક આ રચનાઓ અપર્યાપ્ત: પૃથ્વી કે અનુષ્ટુપથી એમનું ગજું ઘણું ઓછું. શિખરિણી કે શાર્દૂલવિક્રીડિત, મંદાક્રાંતા કે હરિણી કે સ્રગ્ધરાની સુગુમ્ફિત (elaborate) સંવાદિતા પણ આ લઘુરમ્ય ઝરણાંઓમાં અશક્ય. સાચી વાત, પણ સુગુમ્ફિત સંવાદિતાના અધિકારી યે મધ્યમ વર્ગના વાચકોમાં કેટલા ઓછા. એટલે ઉપજાતિ – મિશ્રજાતિની આ મર્યાદાઓ પણ વાચકવર્ગના મોટા ભાગમાં એમની લોકપ્રિયતાનું કારણ બને, તેમાં નવાઇ નથી.

## ૭. સૉનેટો

આ સંગ્રહની વળી એક આગળ પડતી વિશિષ્ટતા એમાંનાં સંખ્યાબંધ સૉનેટો છે. એક સાથે ચોપન સૉનેટ પ્રકટ કરવામાં શ્રી પૂજાલાલ આપણા પ્હેલા કવિ છે. આ સંખ્યામાં એક સૉનેટ દીર્ઘ પયારમાં, બે બે ઉપજાતિ, વસંતતિલકા, અને સ્રગ્ધરામાં, ત્રણ અનુષ્ટુપમાં, છ શાર્દૂલવિક્રીડિતમાં, સાત શિખરિણીમાં, અને બાકીનાં એકત્રીશ પૃથ્વીમાં છે.

સાત અનુષ્ટુપની કૃતિને સૉનેટ નામ ઘટે ખરું ? વળી સૉનેટ – ઘાટને ખાસ કારીગરીની શોભા આપતી ઇટાલિયન શેક્સપીરિયન કે મિશ્ર પ્રાસરચનાથી અનુષ્ટુપ પદ્યબંધના પોતાના શા હાલહવાલ થઇ જાય છે,

તે આ સંગ્રહમાંના ત્રણે દાખલામાં જોઇ શકાય એમ છે. 'અર્પણ'ની પંક્તિ આઠમી જુવો: 'એકમેવ' શબ્દમાંનો ક પૂર્વાર્ધનો અંત્યવર્ણ છે, ઉત્તરાર્ધનો પ્રથમ વર્ણ મે છે. અનુષ્ટુપમાં પૂર્વાર્ધે વિરામ આવશ્યક, તે આમ એ શબ્દનાં બે ફાડચાં કરી નાખે છે. 'દંડી' સૉનેટની વાક્ય-રચના જુવો: પંક્તિ ૫થી ૮નું, વળી ૯થી ૧૪નું, એક એક જ વાક્ય છે. 'શહીદ શ્રદ્ધાનંદ'માં પ્રશ્નવાક્ય પંક્તિ ૭મીના ઉત્તરાર્ધની ૪થી વર્ણીએ પૂરું થાય છે, એ આખી લીટી અરુચિકર બની જાય છે. છેલ્લી ચાર પંક્તિમાં પણ વિરામ પૂર્વાર્ધને છેડે આવવાને બદલે આઘું ગયું છે. કવિએ અહીં જે લખ્યું છે, તે જરાક જ જુદી રીતે–આમ મૂક્યું હોત, તો અનુષ્ટુપબંધ ન નંદવાત:—

પછી ધર્માન્ધતાકેરા બંધુડેરાથી ઊછળી
છૂપી અંધારની ઓથે છરી ઔદાર્યના નર્યા
હૈયામાં ઊતરી હીન; ... ... ...

બેશક, સૉનેટ–ઘાટને અનુકૂલ નહીં એવા છંદમાં પણ કવિશ્રીની કેટલીક પંક્તિઓ દીપી ઊઠે છે, તે એમની શૈલીનો વિજય છે:

મમત્વે મૂઢનાં ઊણાં અર્પણો ને સમર્પણો

–જેવી પંક્તિવાળી કૃતિના દોષ જોવાના હોય જ નહીં. બ–ને, અનુષ્ટુપ-માં (કે અમુક છંદમાં) સૉનેટ ના જ લખાય એમ તો હજી પણ મ્હારે નથી કહેવું.* વારંવાર વારંવાર બોલતો આવ્યો છું તેને જ હું તો

---

*બત્રીશ–વર્ણી અનુષ્ટુપને આપણે લખીએ છાપિયે છ બે લીટીએ, માત્ર સુગમતાની ખાતર; ખરી રીતે એ છે ચાર ચાર પંક્તિની કડી, એટલે સાત અનુષ્ટુપે પંક્તિઓ થઇ જાય અઠ્ઠાવીશ. ત્રણ આઠવર્ણી એકમોનો (૨૪ વર્ણી) ગાયત્રી છંદ, તેમાં એક આઠવર્ણી એકમ ઉમેરાતાં થયો અનુ–ષ્ટુપ, એ એની ઉત્પત્તિ. અનુષ્ટુપી સૉનેટ લખવા આગ્રહી હોય, અથવા સૉનેટની છેલ્લી કડી લેખે અનુષ્ટુપ મૂકવા ઈચ્છે, તેવા બંધુઓએ આ સર્વ વિચારવું ઘટે.

હવે રહ્યાંસહ્યાં વર્ષો દરમિયાન વળગી રહેવું ઉચિત ધારું છું, કે સૉનેટનો ઘાટ ગુજરાતી કવિતામાં નવીન, વળી ગુજરાતી કવિતાસુંદરીના ચ્હેરા-મ્હોરાથી સારી પેઠે વિલક્ષણ – આમરાઇમાં સફરજનનાસપાતીના ગુલ્મ જેવો – છે, તેને માટે કશા ય દૃઢ નિયમો બાંધતાં પ્હેલાં જુદા જુદા કવિઓને હાથે તેના ઘણા અને નાના પ્રકારના પ્રયોગો થવા જ દેવા જોઇએ આ ચોપન કૃતિઓમાં આપણને ઉત્તમ સૉનેટોના સંખ્યાબંધ નમૂના મળે છે, એમ તો, ધારું છું કે, સર્વાનુમતે સ્વીકારાશે. આમાંથી ઓછામાં ઓછાં બાર મ્હને તો સારી પેઠે આકર્ષે છે, પણ તેમનાં નામ નથી દર્શાવતો, કેમ કે કવિતામાં વિષય અને તેનું આવિષ્કરણ, આત્મા અને કાયા, તત્ત્વ અને વેશ, આશય અને આકારેંગિત, ગર્ભ અને છાલ, મૂલ વસ્તુ અને શોભાલંકરણ, બુદ્ધિગાહ્ય અર્થ અને હૃદયગ્રાહ્ય લાગણી, અંગી અને અંગો, સ્થૂલ અને વાતાવરણ, દૃશ્ય અને પશ્ચાદ્ભૂ, રસ અને કૂચા, કથિત અને ધ્વનિત, છૂટાં પાડી શકાતાં નથી, એટલે માણસોને પોતપોતાની રુચિ તૃષા અનુભૂતિ આદિ પ્રમાણે જુદી જુદી કવિતાઓ વધારે ઓછી આકર્ષે એ જ કુદરતી છે. આ સંગ્રહ ફેલાતો જશે તેમ તેમ તેમાંથી બાર કરતાં ઘણાં વધારે સૉનેટો જુદી જુદી રીતે આકર્ષશે, બેશક. વળી કવિશ્રીનો સૉનેટ પ્રતિ પક્ષપાત જોતાં નિઃશંક ભાખી પણ શકાય છે, કે એઓ કવિતા લખતા રહેશે ત્યાં લગી એમને હાથે સૉનેટ પણ લખાયા કરશે. દરજી જીવે ત્યાં લગી શીવે, તે પ્રમાણે સૉનેટખોરો કવિસોનાર કે કવિજડિયો કવિપણાથી મુક્ત વા પતિત થાય નહીં, ત્યાં સુધી સૉનેટો ઘડતો પણ અટકવાનો જ નહીં.

મ્હારાં પાપપુણ્ય જે ગણો તે, મોટાંન્હાનાં જેવાં ગણો તેવાં, બંને – અહીં અનાયાસે પ્રસંગ પ્રાપ્ત થાય છે તો કરારે કબૂલી લઉં છું. મ્હારા પછી પાકતા કવિજનોમાં અર્થાનુસારી મુક્ત પદ્યના શોખી અને સૉનેટખોરા લેખકો પેદા થયા છે. તેના જસઅપજસમાં તેમ ગુજરાતી કવિતાના

આખા ઉદ્યાનને લાભહાનિમાં મ્હારો હિસ્સો વત્તોઓછો જે ગણવો હોય તે ગણવો પડશે ખરો. કવિ તરીકે મ્હને ઉપકવિ અપકવિ અવગણાયેલ કવિ ગમે તેવા નીચા નઠારા વર્ગમાં નાખવા પ્રેરાશે, તેવા કવિતાભોગીને પણ ઐતિહાસદષ્ટિએ અદ્યતન કવિતાનાં નવાં વલણો ઘડનારામાંના એક લેખે મ્હને સ્વીકાર્યા વગર છૂટકો જ નથી.

## ૮. દોષ

સામાન્ય વાચકોને અતિસંસ્કૃત અને દુર્બોધ થઈ પડે એવું શ્રી પૂજાલાલનું લખાણ ક્યાંક ક્યાંક થઈ જાય છે; અગર જો કે અધિકારી રસિક તુર્ત જોઈ શકશે કે એમના વિષયો અને એમની માંડણીને જ એમની શૈલી આભારી છે, એમની સૂક્ષ્મ ભાવનાભોગી ઉડ્ડયનશોખી કલ્પનાને આ પ્રકારની રચના જ કુદરતી છે. બીજા શબ્દોમાં કહિયે તો, એમની અતિસંસ્કૃતતા કે દુર્બોધતામાં કૃત્રિમતા કિંવા અજ્ઞાનનો પાશ મુદ્દલ નથી. મંદાધિકારીને ભલામણ કરીશું કે આ સંગ્રહને હાથમાં લેતાં પ્રથમ તેણે પોતાને સુપરિચિત કૌટુમ્બિક લાગણીઓ વિષેનાં કાવ્યો,–**મા, કુટુંબ** આદિથી **આર્ય વિધવા** લગીનાં અને પ્રથમ વિભાગમાં **ચિ. બ્હેનને** અને **પ્રણયરૂપિણી** એ સોનેટો વાંચવાં. સામાન્ય વાચકવર્ગને સુપરિચિત લાગણીઓ અહીં કવિશ્રીની ઉચ્ચ ભાવનાઓ સાથે સાંકળેલી વર્ણવાય છે, અને એ કાવ્યોના વાચનથી પણ બોટાદકર લલિત કે ન. ભો. દી. જેવાની કૃતિઓના કરતાં અહીં કંઇક અનેરું અને ઊંચું મળે છે એવી તેની અનાયાસે ખાતરી થઇ જશે. તે પછી વાચકે આમાંનાં કુદરતવર્ણનો, સ્વદેશપ્રેમ, સ્વાતંત્ર્યકામના, અને વીરપૂજાનાં કાવ્યો અને આખ્યાનો વાંચવાં. આ બે વિભાગોથી પરિચિત થતાં આ સગ્રહમાં વિષયવિવિધતા નથી એવો પૂર્વગ્રહ પણ દૂર થશે, અને કવિની ઉચ્ચ ધર્મિષ્ઠતા ભક્તિ અને ફિલસૂફીમાં પણ પ્રવેશ પમાશે, અને એ કૃતિઓમાં પણ વિષયાનુરૂપ વિવિધતા જોઈ શકાશે. 'પ્રિયા કવિતાને' જેવું વાદળાંથી ઉચ્ચતર

સૂક્ષ્મતર ગગનમાં કલ્પના બુલબુલનું ઉડ્ડયન અસંસ્કારી વાચક પ્રથમ પ્હેલું લઈ બેસશે, તો તે એને અવશ્ય વિષયશૂન્ય શબ્દાલુ અને લગભગ વ્યર્થ લાગી જાય, તેમાં કશી નવાઇ નથી. માતૃભાષામાં લખેલી કવિતા પણ જો કવિતા હોય, તો વાચકનાં બુદ્ધિ જ્ઞાન અને કવિતાપરિચયના પ્રમાણમાં જ —તેની કલ્પનાની કેળવણીના પ્રમાણમાં જ—તે ગ્રહણ કરી શકે. શ્રી રામે સીતાનું હરણ કરનાર રાવણ રાક્ષસને હણી સીતાને છોડાવી પાછી સ્વીકારી અને પાછી તજી દીધી, અથવા ઑથેલોએ વ્હેમ ખાઇને ડેસ્ડિમોનાનું ખૂન કર્યું તથા પોતાનો વ્હેમ તો ખોટો હતો એમ ખાતરી થતાં આપઘાત કર્યો;—એટલું જ સમઝ્યા ઉપરથી પોતે "વાલ્મીકિ અને શેકસ્પીયરને તો સમઝે છે પણ આ આજકાલની કવિતા નથી સમઝી શકતો, કોણ જાણે કેવીય હશે એ અટપટી કવિતા" એ પ્રમાણે જે પોતાની બહુશ્રુત રસિકતાની ઢોલક બજાવે છે, તે સ્વમુખે પોતાની જ અપાત્રતા જાહેર કરી દે છે. પણ ત્યારે કોઈ પૂછે, ઘણા પૂછે છે, ઉચ્ચ કવિતાકલાને સામાન્ય જનતા સાથે શૂં લાગેવળગે? એવા એવા પ્રશ્નો કલા અને સંસ્કૃતિના ક્ષેત્રમાં બેહૂદા છે. આમવર્ગને નામે ઓળખાતી કોટિલક્ષાવધિ જનતાને પણ સામાન્યમાંથી વિશિષ્ટ અને પામર પશુમાંથી સંસ્કારી માનવ બનાવવાને માટે તો અપ્સરાપ્રકૃતિ કલાઓનો અવતાર છે. આત્માના શ્રેયાર્થે ધર્મની ઉત્પત્તિપ્રવૃત્તિ છે, પણ તે શ્રેય ચિત્તંત્રના સૂક્ષ્મીકરણ વિના અસાધ્ય, અને એ સૂક્ષ્મીકરણનો કર્તવ્યપ્રદેશ જ કલાઓનો ઇલાકો છે. પામર પામર જ રહે તથાપિ તેના જીવનમાં પ્રવેશીને તે જીવનને ઉજાળે તે જ સાચી કલા, એવો એવો બકવાદ રાડ પાડી પાડીને ઉચરતા જે લોક પોતાને કલાવિસ્તારોદ્ધારવાંછુ અને સાચા કલામિત્ર ગણાવે છે, તે ઊંધી પૂતળીના લોક જ સૌથી કટ્ટા કલાશત્રુ છે.

બીજી રીતે જુવો: કલાકૃતિના અણુ અણુમાં અનુસ્યુત કલાનો આત્મા રસ સંસ્કાર પામેલી બુદ્ધિ અને સૂક્ષ્મ સબળ બનેલી કલ્પનાને સંવેદ્ય

છે, ન અન્યથા. કાને તો સ્થૂલકર્કશ તમામ સંભળાય, નેત્રે બેડોળગંદું તમામ દેખાય. અને પામરો ય કાનનેત્રવાળા તો છે. પરંતુ કલા પામર ઈંદ્રિયોવડે ગ્રાહ્ય વસ્તુ જ નથી. સંગીત કે શિલ્પમાં પામરને તેની પાસેના બળદકૂતરા કરતાં વધારે રસ નહીં પડે. કલાસૌન્દર્ય બુદ્ધિ અને કલ્પનાના સૂક્ષ્મીકરણે જ ગ્રાહ્ય બને એવો વિષય છે.

ત્રીજી રીતે જુવો : પરંતુ, વિસ્તાર શાને? જે પામર વા પ્રાકૃત બંધુ આટલાથી ન સમઝે તેને સમઝાવવાના વિશેષ પ્રયત્ન વૃથા છે. બુદ્ધિ અને તર્કવાદની શક્તિઓ જે જાણે છે અને વાપરે છે, તે સૌએ તેની મર્યાદાઓ પણ જાણવી જોઈએ. સૂક્ષ્મીભૂત બુદ્ધિ અને કલ્પનાના જે જિજ્ઞાસુને હજી જાતઅનુભવ થવા પામ્યો નથી, તેવો કોઈ કેવળ દલીલોને સમઝી નહીં જ શકે. બાળક બાળક રહે ત્યાં લગી શૃંગારરસ ના જ સમઝે. બાલકને તો ગલીપચીની મઝા ચુંબનના કરતાં ચડિયાતી !

## ૯. સૂચના

કવિશ્રીને પોતાને પણ એક નમ્ર સૂચના કરવા લલચાઉં છું. લિરિકો અને ગીતો, સૉનેટો અને ખંડકાવ્યો, મુક્તકો પ્રાસંગિકો અને ઉદ્‌ગારવિહારો તો લખાયા કરશે. ગુજરાત અને ગુજરાતી પ્રજામાં વાચનલેખનવિદ્યાસેવન વધશે, તેમ તેમ વધારે લખાતાં જશે. પણ અધિકારી કવિતાભોગીઓ હવે માગતા થયા છે લાંબી કૃતિઓ, આખ્યાન અને પ્રબંધ અને મહાકાવ્યના વર્ગની, વર્ણનાત્મક, ઉદારગંભીર ઉડાવવાળી, અને ચારિત્રવાન નાયકનાયિકાદિના જયપરાજયે રસવતી. ભક્તહૃદયને માટે ભક્તોના નાના રસચમત્કાર પરિપ્લુત ઇતિહાસો અને કથાકહાણીઓની પણ આપણા મહાકાય દેશમાં નવાઇ નથી. એવું કોઇ આખ્યાનકાવ્ય પ્રબંધકાવ્ય મહાકાવ્ય રચવાનું સાહસ પોતે ખેડી જોશે? કવિશ્રી દયારામે એક ભક્તનું આખ્યાન આપણને આપ્યું છે, પણ તે એમનામાં આયોજનકલા(Constructive ability)નો અભાવ એટલે એવું સરખું જ સધાયું છે. નર્મદમાં પણ એ

શક્તિનો અભાવ. વળી નર્મદ, યૌવનમૂર્તિ નર્મદ, નાનાવિધ શક્તિઓવાળો નર્મદ, ભક્ત પણ હતો ખરો, એવો દાવો (એણે હરદાસી કથાઓ મઝાની કરેલી તથાપિ) એના વિષે કોણ કરશે? એના કરતાં તો પ્રાર્થનાસમાજી અને સિદ્ધાંતે આકરા પણ વર્તને ભોળિયા ન. ભો. દી. ભક્તહૃદયને વધારે નિકટ હતા. દલપતનું 'વેનચરિત્ર' ભક્તચરિત્ર નથી, વળી ત્યાંત્યાંથી માગી-ભીખી ઉડાવી લીધેલ થીગડાંની જ ગોદડી છે. અને પછી તો કોઇએ પ્રયત્ન પણ ક્યાં કર્યો છે! આપણાં સારામાં સારાં ભક્તાખ્યાનો – પ્રેમાનંદનાં નરસૈં મ્હેતા અને સુદામા વિષેનાં છે, તેય ભક્તહૃદયની પિછાનમાં છેક ઉપરછલ્લાં છે, કેમ જે પ્રેમાનંદ પોતે મહાકવિ હતો તથાપિ ભક્ત તો નહોતો, વિદ્વાન ચકોર ખેલાડી સંસારી જીવ જ હતો. માનવીમાં જુદે જુદે અનુભવે અને ભિન્ન ભિન્ન નિમિત્તકારણે ભક્તિની ભૂખ જાગે છે, અને તે પોષાઇ પોષાઇ આખું ચિત્તંત્ર ભક્તિમય બને છે તેના ઇતિહાસ નાના પ્રકારના જોવામાં આવે છે. આવા વિષયમાં પણ આખ્યાનકાવ્ય પ્રબંધ કે મહાકાવ્યને ઉચિત પૂરતી સામગ્રી સર્જક કલ્પનાને કેમ ન મળે વારુ? અને આવાં કોઇ મોટાં માતબર કાર્યનો જુમ્મો માથે લે તેની પ્રત્યક્ષાપ્રત્યક્ષ તમામ શક્તિઓ એથી (લિરિકાદિ પરચુરણ રચનાઓથી કસાય તે કરતાં) ઘણી વધારે કસાય જ. મોટા કાર્યમાં નિષ્ફળ જવાય તો પણ મામુલી કૃતિઓમાં મેળવેલી ઉત્તમ સફલતા કરતાં એવી નિષ્ફલતા ભાવનાભક્તિને તો વધારે આકર્ષે.

## ૧૦. ક્ષમાયાચના

ઉપર આવી ગયું છે કે ઉછરતા સારા કવિઓ પોતાની કૃતિઓના સંગ્રહ બનતી ત્વરાએ પ્રકટ કરતા થઇ જાય એવો મ્હને પોતાને આગ્રહ. એટલે શ્રી પૂજાલાલે પોતાનો સંગ્રહ આ પ્રવેશક મેળવવા સારુ મ્હને સોંપ્યો તે પછી થોડી મુદ્દતમાં જ એ બ્હાર પડી જવો જોઇતો હતો. તેને ઠેકાણે અતિશય લાંબા વિલંબ પછી જ કર્તા એને બ્હાર પાડી શકે છે. બન્યું એમ

કે આ કામ હું હાથમાં લઉં લઉં ને તેમાં વિઘ્ન એક ઉપર બીજું અને તે ઉપર ત્રીજું આવ્યા જ કરે. આમ ને આમ એટલે લગી બન્યા કર્યું છે, કે એમને બદલે જો કોઇ મ્હારા જેવાનો સંગ્રહ બીજાને ત્યાં આવી રીતે રઝળ્યો હોત, તો મ્હારે તે એની કનેથી પાછો માગી લેવો પણ પડત જ. વળી એવા કફોડા પરિણામ વખતે દુનિયાદારીઓને પરિચિત થોડીઘણી સરસ્વતીની પિચકારીઓ પણ એક કિંવા બંને બાજુથી ઊડી હોત. લોક પણ એક યા બંને પક્ષને હસત નિંદત, તે નફામાં. કવિશ્રી સામાન્ય સંસારી દુનિયાના ઇસમ નહીં, સાચે વિરક્ત અને તપોધન બનવાની જ વાસનાવાળા સંયમી. વળી એમના મનોરાજ્યમાં કવિયશની પ્રાપ્તિનું અગર કવિતારચનાની શક્તિઓને ખિલવવાખેલવવાનું એટલું મહત્ત્વ પણ ભાગ્યે, એટલે જ આવું કશું ન બનતાં માત્ર સમય જ ખોવાયો છે, અને એટલા જ ભોગે આ કજગાએ સલવાયેલું વ્હાણ પાછું બંદરે પ્હોંચવા સઢ પ્રસારી શકે છે. બધું જોતાં આમાં મ્હારે આવી પ્રકૃતિના કર્તાની ક્ષમા પણ શી માગવી? સંસારીઓ અને તેમનાં અનેકાનેક વિઘ્નો ઉપાધિઓ વિલંબો વાયદાઓ આદિ પ્રતિ ક્ષમાથી તો આવા સંયમી આશ્રમધર્મી પુરુષો નખથી શિખા લગી ભરેલા હોય છે જ. ઝઘડો કરવો હોય, તો તેની યાચના એવી શાંતમૂર્તિ આગળ કરગરીને કરવી પડે ખરી! એટલે અહીં છેવટે હું ક્ષમા માગી લઉં છું ગુજરાતની, માસિકો આદિમાં વર્ષોથી એમની છૂટીછવાઇ કૃતિઓ એકે એકે જોઇને તે કૃતિઓનો આખો સંગ્રહ જોવાને આતુર થઈ રહેલા વાચકોની. જે વિલંબ થયો છે અને લાંબો ગાળો પડી ગયો છે, તે મ્હારે લીધે જ બન્યું છે, અને કવિતા વિષે સારી પેઠે પ્રમાદી ગુજરાતીઓમાંથી શ્રી પૂજાલાલની કૃતિઓ માટે ઉત્પન્ન થયેલ પક્ષપાતપ્રેરિત આતુરતાવાળા વાચકો મ્હને માફ કરશે એવી આશા સાથે વિરમું છું.

**મુંબાઇ, જૂન ૧૯૩૮** **પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર**

# પારિજાત : શુદ્ધિઓ, સુધારાવધારા વગેરે :

| પૃષ્ઠ | ઓળ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૨ | | ? |
| ૫ | ૫ | વાહિનીઓમહીં | વાહિની ઓ મહીં. |
| ૫ | ૧૨ | અંબરે | અંબરે. |
| ૭ | ૭ | જગગુહરના | જગગ્રહરના |
| ૭ | ૧૪ | શુભે; | શુભે, |
| ૯ | ૫ | અજબ, | અજબ |
| ૧૧ | ૪ | કનક સૂર્ય... | કનકસૂર્ય... |
| ૧૬ | ઉપાંત્ય | નિષ્કુંચનતા | નિષ્કિંચનતા |
| ૨૦ | અંત્ય | એની | એવી |
| ૨૨ | ૧૨ | ધ્રુવ | ધ્રુવ |

૩૩ પંક્તિ ૮મી ઉપરનું ટિપ્પણ છેકી નાખવું.

| | | | |
|---|---|---|---|
| ૩૪ | ૫ | ગળતી. | ગળતી |
| ૩૫ | ૧૨ | સ્તવું | સ્તવું. |
| ૩૬ | ૧ | વર્જ્જર | વજ્જર |

ટિપ્પણ – ૨ વિશિષ્ટ....અનન્ય છેકી નાખી તે ઠેકાણે વાંચો – વાંકી, ફાંકડી, એવો અર્થ છે.

| | | | |
|---|---|---|---|
| ૩૭ | ૭ | તુરંગ | તરંગ |
| ૩૮ | ૫ | ગાળ | ગાળી |
| ૩૯ | ૩ | તેજીમાં | તેજીલાં |
| ૩૯ | ૬ | ભલા | ભાલા |

૪૧ ટિપ્પણ ઉમેરવું – ૬ : જલભરી – રોતી.

૪૨ ટિપ્પણ ઉમેરવું – ૧૦ : નતિ – (૧) નમસ્કારો, વંદનો; (૨) વિનમ્રતા.

| | | | |
|---|---|---|---|
| ૪૩ | ૯ | સ્ફાટિક | સ્ફટિક |

૪૪ નવું ટિપ્પણ — ૧૪ : મ્હારી રતિ અને મતિ આજ લગી એ ગૂઢ રસરૂપ રુચિરતા જોઈ શકતી ન્હોતી; વિરહના જેવી વેદના વેઠતી હતી, તે હવે એ રુચિરતાના સંયોગાનુભવે ઠરો

| | | | |
|---|---|---|---|
| ૪૪ | ૧૧ | કેવાંક | ક્યારેક |
| ૪૫ | ટિપ્પણ ઉમેરવું – ૧૪: પ્રણયનાથ – બસીધર પ્રભુ. | | |
| ૪૬ | ૪ | જુગ/નમું. | જગ/વમું. |
| | ટિપ્પણને અંતે ઉમેરવું: —કર્તા | | |
| ૪૭ | ૩ | રિદ્ધ/અદનું | રિદ્ધિ/અદના |
| ૪૭ | ૯ | સિંધુ | સિંધુ |
| ૪૯ | ૭ | હીણ: | હીણ? |
| ૫૦ | ૧૪ | માણુંભવે | માણું ભવે. |
| ૫૧ | ૮ | તટ બધના, આણના. | તટબધ ના, આણ ના. |
| ૫૨ | ૪ | ઉર્મિઓને | ઉર્મિઓ ને |
| ૫૨ | ૧૩ | સુમંદિર | સુમંદિર: |
| ૫૭ | ૪ | અવલેહના | અવહેલના |
| ૫૭ | ૯ | આવરે. | આવરે |
| | નવું ટિપ્પણ ઉમેરવું: *** બ્લેકો વ્હાઇટના સુપ્રસિદ્ધ સોનેટનો અનુવાદ પણ શ્રી પૂજાલાલે સુંદર લખ્યો છે આ સંગ્રહ ગોઠવતી વખતે એ જડ્યો નહીં એટલે તે અહીં ૫૫મા સોનેટ લેખે મુકાયો નથી. | | |
| ૬૨ | ૨ | મૃતને | મૃત ને |
| ૬૨ | ૫ | અહ્લાદકારી | આહ્લાદકારી |
| | નવું ટિપ્પણ: ૨: હિમમય – ઉષ્મારહિત, | | |
| ૬૩ | ૪ | ફાળે | ફાવે |
| ૬૪ | ૨ | મૌનના માર્ગ મોકળા. | મૌન માર્ગ મહાલવા. |
| ૬૪ | ૫૮ની ૬ઠ્ઠી પંક્તિ | યોજ્યું | થોજ્યું |
| ૬૫ | નવું ટિપ્પણ: ૨૫: કળાવત – જેમાં કળી પડાય એવા. | | |
| ૬૭ | પંક્તિ ૨૨ | વદનમંદિરે | વદનચંદિરે |
| ૬૯ | „ ૬૪ | દલ | દલ, |
| ૭૧ | „ ૧૦૮ | ખિલાવતી | ખિલાવતી: |
| ૭૧ | „ ૧૧૧ | બિછાવી | બિછાવી, |
| ૭૧ | „ ૧૧૮ | ભરે | ભરે. |
| ૭૧ | „ ૧૨૫ | ભરી | ભરી, |

| | | | | |
|---|---|---|---|---|
| ૭૩ | ,, | ૧૫૧ | હવા લહરીએ | હવાલહરીએ |
| ૭૩ | ,, | ૧૬૩ | નિતારતી | નીતારતી. |
| ૭૪ | ,, | ૧૮૦ | પ્રણજકુજનાં | પ્રણયકુંજનાં |
| ૭૫ | છંદનું નામ | | વસંતતિલકા • ઉપજાતિ | મિશ્રજાતિ |
| ૭૭ | ,, | ૧ | મ્હેરાય | મ્હોરાય |
| ૭૭ | ,, | ૧૨ | જીવનમૃત્યુપાંખે | જીવનમરણની પાંખે |
| ૭૭ | ,, | ૧૨ | કોને | કોનું |
| ૭૮ | ,, | ૧૮ | અમૃતાદધિ | અમૃતોદધિ |
| ૭૯ | ,, | ૨૬ | નિત્ય પ્રભાવ | નિત્યપ્રભાવ |
| | | | પુરૂષ | પુરુષ |
| ૭૯ | ,, | ૨૮ | મયંક પાટે | મયંકખાટે |
| ૮૦ | ,, | ૧૧ | પોરૂપે | પોરુપે |
| ૮૨ | ,, | ૩ | emptiness | emptiness. |
| ,, | ,, | ૫ | bourn | born |
| ,, | ,, | ૯ | Ligh | Light |
| ,, | ,, | ૧૬ | lovo | love |
| ૮૩ | | | મિશ્રજાતિ | ઉપજાતિ |
| ,, | ,, | ૯ | ધારણ ગાઢતાની | ધારણગાઢતાની |
| ૮૪ | ,, | ૧૯ | ને તે | ન તે |
| ,, | ,, | ૨૪ | ભાવોર્મિઓ એ | ભાવોર્મિઓએ |
| ,, | ,, | ,, | ઋત સુર | ઋતસુર |
| ૮૫ | ,, | ૨ | ભક્તિસારે | ભક્તિભારે |
| ,, | ,, | ૭ | સતે જ | સતેજ |
| ,, | ,, | ૮ | નામ સુ રે શ્રુતિ પૂરે | નામસુરે શ્રુતિપૂરે |
| ,, | ,, | ૯ | અરૂણિમા | અરુણિમા |
| ૮૬ | ,, | ૨૧ | બની | બની : |
| ,, | ,, | ૨૫ | પામવું | પામવું : |
| ૯૧ | ,, | ૧ | પારે રે | પાળે રે |
| ૯૩ | ,, | ૧૩ | જીવન રાત્રિ તિમિરે | જીવનનિશાંધકારે |
| ૯૪ | કાવ્ય ૭૨ | ૪ | ના આવે કા મારી પાસે | કાં ના મારી પાસ આવે |
| ૯૫ | પંક્તિ | ૧૪ | ત્યાં વેરીકેરી | વેરીકેરી ત્યાં |

| | | | |
|---|---|---|---|
| ,, | ,, ૧૮ | ખેલાય | ખેલાયે |
| ,, | ,, ૨૨ | ઘુમવાનુ | ઘૂમવાનુ |
| | નવું ટિપ્પણ: દુઃખદાવો – દુઃખના દાવાનલો. | | |
| ૯૬ | ૩૨ | એવો | એવા |
| ,, | ૪૦ | ઐશ્વર્યે રાજે | રાજે ઐશ્વર્યે |
| ૯૮ | ૭ | અંત | અંતે |
| ૧૦૧ | ૩ | ભરીયાં | ભરિયાં |
| ,, | ૧૪ | દારૂણ | દારુણ |
| ૧૦૪ | ૬ | મૂકે | મૂકી |
| ૧૦૫ | ૬ | તાળી | તાળી કોણ બજાવશે ભાઇ ! |
| ,, | ૧૨ | હોડા | ઊંડા |
| ૧૦૬ | ૧૮ | વિદારશે ભાઇ ! | વિદારી નાખશે ભાઇ ! |
| ,, | છંદનું નામ | ઉપજાતિ | ઉપજાતિ અને ઇંદ્રવજ્રા |
| ૧૦૭ | ૧૫ | અંગતારે | અંગ તારે |
| ૧૦૯ | ૨૫ | ચીર... | ચિર... |
| ૧૧૩ | | મિશ્રજાતિ | ઉપજાતિ અને ઇંદ્રવજ્રા |
| ૧૧૫ | ૪ | તૃણે આંસડાં ય | આંસુડાં તૃણે |
| ૧૧૬ | ૩ | જડી બુટ્ટી | જડીબુટ્ટી |
| ૧૧૯ | ૨ પછી | મિશ્રજાતિ | ઉપજાતિ |
| ૧૨૧ | ૧૨ | પુરુષ | પરુષ |
| ૧૨૨ | નવું ટિપ્પણ: ૨૮: દેવોનાં ચુમ્બનો. | | |
| ૧૨૫ | ૩૦ | અજેયા. | અજેયા, |
| ૧૨૭ | ૫૩ | રેલાયે | રેલાવે |
| ,, | ૬૭ | દેનરી | દેનારી |
| ૧૨૮ | ૬૮ | ...દ્યુતિ કમલોને | ...દ્યુતિકમલોને |
| ૧૨૯ | ૧૫ | તારા મણિકોટી | તારામણિકોટી |

છે તે ટિપ્પણ છેકી તે જગાએ નવું:—
પ્રભુના અવતારો રૂપ દિવ્યતેજોમય પ્રભુતાની વિભૂતિઓ.

૧૩૦ નવું ટિપ્પણ:— ૩૦: અભીપ્સા – દીપકશિખા સામાન્યરીતે તરફલોલ હોય, માનવીની ઇચ્છા લાલસા પ્રેરણા કામના પણ સામાન્ય રીતે

અનેકાનેક વિષય પાછળ ખેંચાતી હોય, તેને ઠેકાણે 'સ્થિરજ્યોત'.

| | | | |
|---|---|---|---|
| ૧૩૩ | ૨૧ | સ્વાતગ્ય | સ્વાતંત્ર્ય |
| ૧૩૪ | ૩૯ | કાયરમને | કાયરમને. |
| ૧૩૫ | ૪૩–૪૪ | સાત + બે અક્ષર છેકી તેને બદલે | સ્પર્શ એનાથી જાએ થીજી... |
| ૧૩૫ | ૫૮ | નથી જ્યાં | ન થીજ્યાં |
| ૧૩૭ | | મિશ્રઉપજાતિ | ઉપજાતિ |
| ૧૩૯ | | ,, | ,, |
| ,, | બીજા શ્લોકના વૃત્તનું નામ ઉમેરવુ – | | ઇંદ્રવજ્રા |
| ,, | છેલ્લી બે લીટીનાં અવતરણ ચિહ્નો છેકી નાખવાં | | |
| ૧૪૦ | ૮૬ | ...પ્રભા, | ...પ્રભા |
| ૧૪૩ | ૨૧ | ઊપજ્યું | ઊપન્યું |
| ૧૪૯ | ૧૬ | રસેશ્વરી | ,રસેશ્વરિ. |
| ૧૫૧ | ૧૫ | પલટાયાં | પલટાતા |
| ૧૫૩ | | નવું ટિપ્પણ : ૨૦ : ગળું – ગળી પડું. | |
| ૧૫૪ | ૨૪ | રહ્યો | રહે |

૧૫૫ નવું ટિપ્પણ – ૧૩ : કૃતઘ્નની ! પરે – આ કૃતઘ્નની ચાહ ન પામી અને છતાં ય આવા કૃતઘ્નની પરે તું વીફરી નહીં – એમ કૃતઘ્નની શબ્દ બે વાર લઇ અન્વય કરવો.

| | | | |
|---|---|---|---|
| ૧૬૦ | ૬૧ | છેલ્લા છ અક્ષર છેકી તે બદલે વાંચો – હૈયું હરે નહીં; | |
| ૧૬૪ | | મિશ્રજાતિ | ઉપજાતિ |
| ૧૬૭ | | ,, | ,, |
| ૧૭૦ | ૬૧ | ભીંજે કે ના ભીંજે | ભીંજે ભીંજે ન કે |
| ,, | ૬૯ | દરેક ના આગલા શબ્દથી છૂટો પાડો. | |
| ૧૭૧ | ૮૨ | નિતારતી | નીતારતી |
| ૧૭૫ | કાવ્ય ૧૧૨-૬ | સુખ કર | સુખકર |
| ૧૭૬ | ૯ | સ્વર્ગ ગંગા | સ્વર્ગંગા |
| ૧૮૦ | ૨૪ | પ્હેલી વારનો ઉડતા છેકી નાખો | |
| ૧૮૨ | છંદનું નામ | મિશ્રજાતિ | ઉપજાતિ |
| ૧૮૬ | ૯ | ન્હરાવ | ન્હવરાય |

# ૧ : **મા** ભગવતીને ચરણકમલે

## અ ર્પ ણ

અનુષ્ટુપ

તેં આણ્યાં સ્વર્ગથી બીજ ને મારી મૃત ભોમમાં
રોપ્યાં, પ્રેમામૃતે પોષ્યાં : દેવોની અભિલાષનાં
પારિજાત પ્રફુલ્લ્યાં ત્યાં, સુમનો સિદ્ધ આશનાં.
ને એ નંદનને નેહે ઊછળ્યું હૈયું વ્યોમમાં,
ઊજળા રસ ત્યાં પીધા, ભર્યા સુભગ સોમમાં,
રસોન્મત્ત બની ગાયાં ગાણું નિત્ય પ્રકાશનાં,
બંધનો લહરે તોડ્યાં યમના કાળપાશનાં,
છંદો રમ્યા શમ્યા એકમેવ આદ્યંત ઓમમાં !

પારિજાતક હૈયાના સ્નેહે સમર્પવા ચહ્યું :
– અર્પણ વણ આનંદ અધૂરો; વ્હાલુડાં ભણી
ઢળતો જોઈને રાગ, કો ગૂઢે શ્રુતિમાં કહ્યું : –
"જે સ્નેહે સર્વ આ દીધું કેં ન તેને સમર્પણી !"

મમત્વે મૂઢનાં ઊણાં અર્પણો ને અનર્પણો :
મોડાં મોડાં ય લે **માડી** ! સ્વીકારી શિશુસર્જનો ! ૧૪

---

૮ : છંદો – (૧) પદ્યરચનાઓ; (૨) ઊર્મિ લાગણી તૃષ્ણા પ્રેરણાદિ instincts desires etc. જે છંદોના આદિ અને અંત બે ય ૐ, તેમાંથી તે વહ્યા, તેમાં રમ્યા, તેમાં શમ્યા.

૧૩ : મમત્વ જરા પણ ચાલ્યા કરે ત્યા લગી અર્પણ અનર્પણ આદિ બધું ઠીક જ છે.

# ૨ : ભગવતીને

પૃથ્વી

પ્રવેશ પરમેશ્વરી ! હૃદયમંદિરે; પ્રેમનું
સિંહાસન સુહાવ અદ્ભુત સ્વરૂપિણી ! માહરું;
પ્રસાર તવ દિવ્ય શાસન અનંતિની ! ક્ષેમનું;
અલૌકિક પ્રભાતની અરુણુ ચેતનાના શરૂ
કર પ્રજ્ળતા પ્રવાહ મુજ વાહિનીઓમહીં

સ્વભાવ મુજ બદ્ધ, પામર, ભરેલ દૌર્બલ્યથી
નર્યો, નવ વિરાટ મુક્ત પ્રકૃતિ પ્રભાવી લહી
બને તવ પ્રતિચ્છબી, સકલ શ્રેય સાફલ્યથી
સુધન્ય, કર એહવી ભગવતી ! કૃપા હું પરે.

તું દિવ્ય અરવિન્દરૂપ મુજ માનસે ખીલજે
સહસ્રદલમાં; બની નયન જ્યોતિનું દોરજે
મહા મરણગર્તથી અમૃતના મહા અંબરે

પ્રવેશ પુલકાવતી અણુ અણુ સ્મિતે શોભના !
સ્વયં ઘડ મને લઇ અમૃત તત્ત્વ વૈકુંઠનાં.

૨૨ • ૩ • ૧૯૩૫

---

૭ મુક્ત – સ્વતંત્ર. નવ – નવલ.

## ૩ : કલ્પનાને

પૃથ્વી

સરી ન જતી કલ્પના, ત્વરિત આમ ત્યાગી મને;
જરી સ્થિર તરંગ રાખ તવ રંગ રંગે ભર્યા;
વિશુદ્ધ તવ અંગ અંગ પર નગ્ન સૌન્દર્યને
સલીલ વિલસાવ; હાસકુસુમો પ્રભાપાંગર્યાં
અલૌકિક સુગંધપૂર્ણ વિકસાવ હૃત્કુંજમાં;
અને રસિક ભૃંગ પાસ ગવરાવ ગીતો નવા
નવા મધુર ગુંજને; અમલ હર્ષના પુંજમાં
વિલીન ઉરના વિષાદ કર : મા અધીરી જવા
થતી, હજુ અતૃપ્ત માનસ કવિત્વ ઝંખી રહ્યું :
રસોન્મદ બનેલ આત્મ નવછંદદોલા પરે
હજુ ચહત ઝૂલવા, અમર સ્વપ્નલોકે લહ્યું
બધું અમર રાખવા ધ્વનિ જગાડતા અક્ષરે.

વિમુગ્ધકરી કલ્પના! લસત લોકની અપ્સરા!
અલોપ થઈ જા ન, મુક્ત કર કાવ્યકેરા ઝરા. ૧૪

૧૯૩૫

---

૪ : સલીલ – લીલાસહ. ૫ : હૃત્કુંજ – હૃદયની કુંજ.
૯ : માનસનું વિશેષણ અતૃપ્ત; તે કવિત્વને ઝંખી રહ્યું છે.
૧૩ : વિમુગ્ધકરી – અત્યંત મુગ્ધ કરનારી.

## ૪ : સનાતન કુમારિકાને

શિખરિણી

ધરાધૂલિસ્પર્શે કલુષિત બનેલા મનુજનો
વિયોગી આત્મા જે અમર અકલંકી, અનુપમાં
કુમારાં ધામોનાં સપન નિત સેવે શયનમાં,
તહીંથી તું આવી ઇહ ભુવનમાં, પ્રાણસુમનો
પ્રભારંગશ્રીએ પુલકિત કર્યાં, આર્ત્ત નયનો
હસાવ્યાં પ્રાસન્ન્યે; અમૃત છલતું દિવ્ય દળમાં
દઈ, દાહો જૂના જગગુહરના પુણ્ય પળમાં
હર્યાં; ખોલ્યો રૂડો નિલય પરમાનંદમયનો!

કુમારી! વંદું હું પુલકભર, શ્રીપાદકમળે
દબાવું દુઃખોના અધર, ધરું મોતી હૃદયનાં
નમંતાં નેત્રોએ; તવ ચરણની તારકરજે
સમર્પું સર્વાત્મા : ગ્રહણ કર; તારા પ્રણયનાં
દયાદાનોમાં દે શુચિ કિરણ, મારા મળ ટળે;
કુમારાં પાવિત્ર્યો અણુ અણુ, શુભે; સુંદર સજે! ૧૪

૧૯ • ૧૧ • ૧૯૩૫

---

૨ : વિયોગી; દિવ્ય ધામનો વિયોગી; એ ધામનાં સપનાં એને આવ્યા કરે છે.

૬ : અમૃત – સુધા. ૮ : શ્રીપાદ – ત્હારા પાદ. ૧૪ : મ્હારા અણુ અણુ.

# ૫ : માનસીને

પૃથ્વી

•

અલૌકિક સ્વરૂપિણી દ્યુતિવિહારિણી માનસી !
કલા શરદચંદ્રની અમલ આત્મલાવણ્યમાં
પ્રફુલ્લ પમરાવતી, અમરગંગના વ્હેનમાં
થતાં સ્નપિત ફેનશીકરવડે ર્હેલાં હસી
સુપદ્મ કિરણાંગુલી પર રમાડતી ઉલ્લસી :
પ્રભાવસન પુણ્ય દેહ પર વિશ્વવિસ્તારમાં
પ્રકાશ લહરાવતું; સુભગ શુભ્ર શ્રીકંઠમાં
સુહે સુમનમાળ નંદનવસંતસારે રસી;
કરે અતિ મનોહરા ગહનનાદવીણા, સ્વરે
અનંતઉર વીંધનાર ઋતરાધિકા રાજતી;
પદે લસત તારકા રજતઘૂઘરી બાજતી,
અપૂર્વ રસછંદના ધ્વનિ જગાડતી અક્ષરે :
ધરો ચરણ માનસી કવિઉરે ! કૃપાવર્ષણે
ભરો અમૃત સૂરતા વિલસતી મહોત્કર્ષણે ! ૧૪

૧૯૩૫

## ૬ : તારો લહિયો

પૃથ્વી

•

બનાવ લહિયો મને તવ અપૂર્વ છંદોમયી
શિવા સરસ સૂનૃતા સુભગ શુદ્ધ વાણીતણો;
વિલોલ લયની નદી તવ વહાવ તેજોમયી
પ્રશાંત શ્રુતિને પટે, અમર કાવ્યરાણીતણો
પ્રસાદ લહરાવતી, અજબ, માધુરીથી ભર્યો.

બન્યો બધિર હું બસૂર જગલોક કોલાહલો
ભણી, શ્રવણખંડ માત્ર તુજ કાજ ખુલ્લો કર્યો :
પ્રવેશ સુરસૂરતામય લઈ અનેરાં દલો,
કરંત રસરાજનાં વિમલ ગાન આનંદથી,
દિગંત પડઘાવતાં ધ્વનિ અકાલ કો મંત્રનો.

લહું પુલક અંગ અંગ તવ શબ્દના સ્પંદથી,
પ્રભાવ પ્રસરે ઉરે અકલના કલાતંત્રનો :
સુખે સરલ લેખિની અમૃત અક્ષરોએ લખે
કથા અલખ કાવ્યની સહજ ભક્તિભાવે, સખે ! ૧૪

---

૯ : ભક્તિ રસના, શૃંગાર રસનાં નહીં. ૧૦ : અકાલ – કાલાતીત.
૧૪ : જેને આ પ્રાર્થના કરી છે તેને જ છેલ્લા શબ્દમા સખા કહ્યો છે.

# ૭ : અભીપ્સુ કવિને

પૃથ્વી

તને અમર કાવ્યમંદિર રચી મહીં માનસી –
તણી સુભગ સત્ય મૂર્તિ પધરાવવાના, કવિ,
ઉરે સદભિલાષ છે? વિદિત કિંતુ છે કે મસી –
મહીં વિમલ શ્વેત સુંદર સરોજમાં જે છવિ
નિવાસ કરતી નિરંતર ન તે પદો માંડશે;
સુગંધ પરમાત્મપદ્મવરની સદા શ્વાસમાં
વહંત મુખ જેહને, તરત તેહ તો છાંડશે
વિગંધભર વાતનો લવ સમાગમે વાસમાં!
વૃથા શ્રમ જશે, મલે નહિ જ મંગલા આવશે;
પરંતુ કવિ! ભક્ત! હોય અભિલાષ ઊંચા ઉરે,
લઇ સ્ફટિક–શુભ્ર અક્ષર અનંતમાં જે સ્ફુરે
બનાવ શુભ તેહનો નિલય! આપ દેવી તહીં
પ્રસન્ન મુખકાંતિપૂર્વક પધારીને લાવશે
અપૂર્વ રસસૂરતા ચરણનૂપુરોની મહીં. ૧૪

૧૯૩૫

૧ : માનસી – સરસ્વતી દેવી. ૭ : જેહને મુખ – જે સરસ્વતીને મુખ.
૯ : મલે – મળમાં. ૧૨ : આપ દેવી – દેવી પોતે.

## ૮ : ગગનવિહારીને

પૃથ્વી

કવિ ! ગગનમાં વિહાર કર કલ્પનાપાંખ પે
સુરેન્દ્રધનુની કમાન થકી છૂટતા તીર શો,
કરી અમર સોમવેલ્લ રસપાન કેરો નશો
લસાવ તવ પાંખ જ્યાં કનક સૂર્યમાલા તપે;

અનંત - હૃદયે પ્રવેશ, શુચિ મૌક્તિકો લાવતો
જ્વલંત ઋતનાં — નિહારદ્યુતિશીકરો તારલા —
બનાવ પરપ્રેમ કાજ ગ્રથી તેમના હારલા,
અનાહત ઋચા ગજાવ શિવ છંદ નર્તાવતો.

પરંતુ ગગનો પરે રસસમાધિમાં ભૂલતો
રખે તું નિજ માત આ અવનિની જૂની વેદના,
દુખે દલિત મૂક સ્નેહ ઉર, તું જહીં ઝૂલતો
થયો પરમ પાંખવંત બહલાવતો ચેતના :

સુદીનવદના ધરા સતત આશ તારી કરે;
ઉતાર રસજ્યોતિ ને અમૃત સૂરતા ભૂ પરે. ૧૪

---

૨ : સુરેન્દ્ર ધનુ - (૧) મેઘ ધનુષ્ય; (૨) સુરોના ઇંદ્ર પરમેશ્વરનું ધ૦
૩ : અમર સોમવેલ - (૧) જેનો રસ વૈદિક આર્યો દેવોને યજ્ઞમાં આહુતિ રૂપે અર્પતા. (૨) 'the open secret of the Universe', કવિ જેને કાન્ત દૃષ્ટિએ જોઇ શકે છે તે.
૬ : ઋત - સનાતન સત્ય. નિહાર - નિહારિકા - nebula.

## ૯ : ચહું

પૃથ્વી

ચહું કરણ માત્ર તારું થઉં ને રહું હર્ષથી
અધીન તવ સત્ય મંગલ પવિત્ર આદેશને;
રહું સતત દૂર દુઃખદ મલોતણા સ્પર્શથી;
પરાસ્ત કરું પાપનાં દલતણા દુરાપેશને;
મતિ પ્રમુદિતા કરે ગતિ અનંતને અંતરે
સ્ફુરંત દ્યુતિતારકો સહ નિગૂઢ નાદે ચડી;
અને હૃદયની રતિ જ્વલંત પ્રેમને બંદરે
સરે મધુરનામનાવ પર; શૈલબંધે પડી
રહેલ થઈ મુક્ત વેગભર પ્રાણ–કલ્લોલિની,
તરંગકરતાલ સાથ અણદીઠના ગાનની
મચાવત અખંડ ધૂન પ્રિયની દિશાએ વહે;
શરીરસદને ઢળેલ ચિર મૃત્યુની મોહિની
મહીં અબુધ ચેતના અરુણ જ્યોતિ–સોપાનની
પરે પગરણો કરી અમૃત ચેતનાને લહે. ૧૪

---

૧ : કરણ – કર્મેન્દ્રિય. આપણી પાચ જ્ઞાનેન્દ્રિયોથી ભિન્ન પાંચ કર્મેન્દ્રિયો છે. ૪ : દુરાવેશ – દુષ્ટ ભયંકર હુમલા.

૮ : અનાહત નાદ, યોગીઓ અમુક પગથિયે ચડ્યા પછી સાંભળવા માંડે છે તે the music of the Universe : તે જ ઋગ્વેદ-મંત્રો, માનવજાતિના સનાતન જ્ઞાનના દિવ્ય શ્લોકો. શિવ – (૧) શુભ, (૨) પરમાત્માના..

૧૧ : સ્નેહકર – બહુવ્રીહિ સમાસ – સ્નેહાળ કર સ્નેહમય કર જેનું છે તે આ અર્થની. ૧૪ : અમૃત સૂરતા – દિવ્ય અમર કવિતાસંગીત.

# ૧૦ : અપાત્રતા

ઉપજાતિ

ઉદારતા દેવપ્રસન્નતાની
સુધાતણાં સાગરદાન દેતી,
દરિદ્રતા અંજલિબદ્ધ લેતી
સુભગ્યની ઇપ્સિત સિદ્ધિ માની.

દેવો ગયા તારકની કટોરીઓ
લઇ લસંતી નવ શુભ્ર કાન્ત,
ભરી સુધા પી બનિયા પ્રશાન્ત,
સ્વર્ગે ધ્વને નંદનરંગ હોરીઓ.

હું યે ગયો વાસણ મૃત્તિકાનું
લઇ, સુધાએ ગયું એ છલાઇ :
જોતાં ય હું પૂર્ણ ગયો ધરાઇ,
માન્યું ફળ્યું સ્વર્ગ સુધન્યતાનું.
ત્યાં તો સુધા છિદ્રપથે ઝરી ગઇ,
માટી અભાગી રડતી તહીં રહી. ૧૪

૧૯૩૪

---

૧ : ઉદારતા – ઉદાર એવી દિવ્ય શક્તિઓ.
૩ : દરિદ્રતા – અનુદાર એવી પાર્થિવ વ્યક્તિઓ.

# ૧૧ : પરમ ચુંબક

પૃથ્વી

•

બધી તરફ, ગોઠવાઇ રહી શક્તિઓ ખેંચતી
અધોભુવનમાં મને અબળને બળાત્કારથી.
વિકારી વિષયો ભણી જડ જગે તણાઇ જતી
બની વિવશ ઇન્દ્રિયો; અજબ કામનાતારથી
વિમૂઢ સમ જાય પ્રાણ ઘસડાઇ; હૈયાતણી
ક્ષણે ન ટકતી ધૃતિ પ્રબળ મારની મોહિની
કને; અબુધ બુદ્ધિ ધાય ભ્રમમૂલ છાયા ભણી;
સરે તિમિર-ખાઇમાં મતિ પ્રભાપથારોહિણી.

પ્રભો! તમ અરૂપ જ્યોતિતણી સૂક્ષ્મ આકર્ષણી
જણાય નહિ પૂરતી, અવર ચુંબકોથી મને
સુરક્ષિત કરી સવેગ તમ દિવ્ય ધામો ભણી
સુખે લઇ જવા; ત્રિલોકવિજયી મહાપ્રેમને
કરી પ્રકટ ચિદ્દ્ઘના નિકટવર્તિ મૂર્તિ મહીં
શરીર, મન, પ્રાણ, સર્વ મુજ, દેવ! ખેંચો તહીં. ૧૪

---

ચુંબક – આકર્ષણી – આકર્ષક શક્તિ.

૬ : માર – અધોભુવન તરફ, વિનિપાત તરફ આકર્ષતા લશ્કરનો વડો. ઈસસની કસણીમાં જે ઈશ્વરવિરોધી નીતિવિરોધી આકર્ષણને મૂર્તિમંત બનાવી 'સેતાન'નું નામ આપેલું છે, તે આકર્ષણને બુદ્ધની કસણીમાં 'માર' નામ આપ્યું છે.

૧૩ : ચિદ્દ્ઘના અને નિકટવર્તી એ ય મૂર્તિનાં વિશેષણ છે. ચિદ્દ્ઘના 'હે દેવ' એનું વિશેષણ નથી.

# ૧૨ : ભલે રજનિ ! આવ

પૃથ્વી

ભલે રજનિ ! આવ મૌન પગલી ભવે આંકતી;
ગભીર ગગને રમાડ તવ નેત્રતારાવલી;
સુતેલ સપનાં જગાડ વિલસંત નક્ષત્ર શાં,
અબદ્ધ મૃત માટીથી અજબ તેજપાંખે ચડી
અસીમ – પટ માપતાં; કુમુદની કુમારી કળી
ઉઘાડ અમ અંતરે અમલ કાંતિ લ્હેરાવતી,
દિને તપનતપ્ત ને વિકલ વાસનાના જ્વરે
અબોધ ભુવને તુષારમય ઝાર સ્વર્લોકની
અપૂર્વ શિવ શાંતિ, જાય ગળી જેહમાં પાપની
બધી કલુષતા, સમાધિમહીં આત્મ જાગી ઊઠે.

નિશા ! અમર શાશ્વતા, પરમ દેવની પાઠવી
તું આવ લઇ ગુપ્ત કોષ અણદીઠના ધામના;
ભરી તિમિરપાલવો રતનજ્યોતિ વર્ષાવ તું.
દરિદ્ર દિવસો તજી તવ ઉરે પ્રવેશું હવે,
કરું નગન આત્મ રિદ્ધ અવિનાશ તાહરા વૈભવે. ૧૪

૩ · ૧૦ · ૧૯૩૪

---

છેલ્લી લીટીમાં છેલ્લા ત્રણ અક્ષરોની પહેલાં લઘુ ગુરુ એમ બે અક્ષરો ઉમેરેલા છે. પ્રો. ઠાકોરે આવા છંદને પૃથ્વીતિલક નામ આપ્યું છે; અને એ ગુરુ લઘુ. લઘુ ગુરુ, વા ત્રણ માત્રા કે પાંચ કવિ પંક્તિમાં યથારુચિ ઉમેરે એવી છૂટ રાખી છે. — કર્તા

## ૧૩ : આત્મવિહંગને

પૃથ્વી

•

વિહંગવર ! ઊડ, ઊડ; નહિ નેન નીચાં કરી
અહીં ઉચિત ઝૂરવું તિમિરનાં અરણ્યોમહીં;
ઉઘાડ તવ પાંખ શુભ્ર નભનીલિમાને વરી,
ભરી પ્રબળ ફાળ ઊડ દ્યુતિનંદનોની જહીં
વસંત વિલસી રહી ચિર સુહાગ સૌન્દર્યનો
ધરી, પરમ પ્રેમકોકિલતણા ટહૂકારને
રવે હૃદય વીંધતી, અનનુભૂત આનંદનો
રચી સુભગ રાસ પૂર્ણ બહલાવતી પ્રાણને,
રમાડત વિમુક્ત આત્મ સ્નપવી સુધાશીકરે !

વિહંગ ! અવિલંબ ઊડ, દ્યુતિરંગને ચુંબને
સુરંગિત બનાવ ચંચુ, રવિતારકોને ઘરે
બની અતિથિ સેવ મંગલ પ્રભાતણી ફૂંકને.

ધ્વને અપરિમેયનાં અરવ ગૂઢ આમંત્રણો :
વિહંગ ! ભર ફાળ, લે ઝટ અતાગમાં ઊડણો. ૧૪

તા. ૨૬ • ૨ • ૩૫

---

૧૪ : ઊડણ – ઉડ્ડયન.

---

या निशा सर्वभूतानां...એ શ્રીમદ્ ભગવદ્ગીતાનો શ્લોક સંભારો. સંસારીનો દિવસ તે યોગસાધકને મન રાત, સંસારીને મન રાત તે યોગસાધકનો દિવસ. સંસારીને મન નિશ્કંચનતા તે યોગીની રિદ્ધિ, સંસારીની રિદ્ધિ તે યોગીને મન આત્માની પૂરેપૂરી દરિદ્રતા.

# ૧૪ : અગ્નિનું આવાહન

પૃથ્વી

ગુહાનિહિત આદિ – અગ્નિચિનગારી જાગી ઊઠો!
ઊઠો ભડભડી જ્વલંત નિજ અંગ વિસ્તારતી!
ઊઠો પરમ પાવકો! જડ સમાધિ ત્યાગી ઊઠો,
યુગાંધતમ ઘોર રાત વિલસંત શૂલો વતી
ચીંધો, ભસમસાત દુર્ગ તમના કરો રોષમાં;
ચીરી કઠણ કાળજું મલિન કારમા કાળનું,
અનંત યુગની ક્ષુધા લઇ ચડો મહાકાશમાં;
પ્રતિધ્વનિત થાવ ગાન તહીં મૌનમાં જ્વાળનું.

તું પ્રેર, શુભ પ્રેર, વેગભર પ્રેર, અગ્નિ! મને
ક્ષણે વિરમ ના, વિરામ મુજને ય ના દે ક્ષણે.
પ્રચંડ તવ જ્વાળને પ્રતિપળે ઊંચે ને ઊંચે
ઉછાળ, રચી વીજવલ્લરીમયી શિખાની સીડી,
અનંત શિવ ધામમાં અચળ એહને ટેકવી,
મને સતત આપ ઊર્ધ્વ ગતિ, અગ્નિ! તારી ફૂંકે. ૧૪

૨૨ - ૧૦ - ૧૯૩૪

---

૩ : જડસમાધિ – જડતા, જડમાં લીનતા; અંગાર ઉપર રાખ જામતાં તે જેમ આખો રાખપુંજ જ દેખાય તેવી દશા.
૪ : શૂલો – શિખાઓ, અગ્નિની અણિયાળી જિહ્વાઓ.

# ૧૫ : પ્રણયપડઘો

શિખરિણી

“સમર્પી સૌ દે ને”—પ્રણયપડઘો અંતર પડે,
“નર્યાં આનંદોના પણ પરમ આનંદઘનને
બનાવી દે તારો, લભ અલભ સજ્જ્યોતિધનને :
નકામી આશંકા કૃપણ તુજને હાય! કનડે :
પથે પ્રેમે આંક્યા પ્રકૃતિ વિકૃતા કેમ લથડે,
બની જિદ્દી જૂની ઘરડ ગલતીની ક્યમ ચહે ?
પણે આત્મા ઊંડે અવિરત વ્યથા દુઃસહ સહે,
રડે દૈવી અંશો, રુદનરવ આભે જઈ અડે !”

પ્રભો ! ના ચાલે રે ! જિગર મુજ સર્વે અરપવા
અહંતાને બૂરી લત લઘુ પદાર્થો નિજ કરી
મમત્વે રહેવાની, વિષયવિષઘેને ગરકવા
લુભાવે ઇચ્છાઓ : સકલ મુજ લે તું લઈ હરી
લુટારા શો આવી ! તિમિરતમરાં છો કકળતાં !
ભલે તારી જ્વાળે મૃત મનુરુવાંટાં પ્રજળતાં. ૧૪

૧ · ૧ · ૧૯૩૩

# ૧૬ : કુંઠિત સ્વભાવને

પૃથ્વી

વિશાળ થઈ જા સ્વભાવ! સુવિશાળ આકાશની
સમાન અણુસીમ; મા રજકણે રૂંધાઈ રહે
તમોજડ દશામહીં; કલુષ કાળના પાશની
વિદાર દૃઢ શૃંખલા, મરણથંભ શું આગ્રહે
કસી સજડ બંધ રાખત દિશાતણા કંદરે;
સ્વરૂપ ધર તું વિરાટ; લઈ ચૌદ બ્રહ્માંડને
રમાડ તવ અંક મધ્ય; રવિચંદ્રતારા પરે
શુચિ સ્મિતતણી પ્રભા લસલસાવ; આનંદને
તરંગિત મહાંબુધિપ્રભ અફાટ ઊછાળતો
ન્હવાડ ચર સર્વ ને અચર ઊજળા ફીણનાં
નર્યાં અમૃતશીકરે; પરમ પ્રેમનાં નેનના
દયાઘન ઘને શમાવ દવ વિશ્વને બાળતો.

અનંત ચિર કાળથી અતિથિ આંગણે જો! ખડો,
સ્વભાવ! અવિલંબ ખોલ ગૃહખંડ તારો વડો. ૧૪

---

૪, ૫ : જે શૃંખલા દિશાકંદરમા ને મરણથંભે આગ્રહપૂર્વક સજડ કસીને તને બદ્ધ રાખે છે.
કંદરમાંથી નીકળ, બેડીઓ તોડ, મૃત્યુપાશથી છૂટ, દિવ્ય પ્રભાએ ઝળહળતો, અંબુધિતરંગ શો અફાટ ઊછળતો, દયાઘન પ્રેમઘન વર્ષાવી વિશ્વ સમસ્તને બાળી રહેલ દાવાનલને ઠાર.

## ૧૭ : હીનની પ્રાર્થના

પૃથ્વી

કશી ય નથી યોગ્યતા, અધમતા સ્વભાવે ભરી
છલોછલ : અતાગ છે મલિનતા છવાઈ ઉરે :
તમોહત મને જડત્વ રહ્યું સત્યને છાવરી :
ક્ષણોક્ષણ અભદ્ર ભાવ અણુ યે અણુથી સ્ફુરે.
નથી પ્રણુયનિર્મળી વિષવિકાર સંહારવા :
અસીમમય અંજલી નથી ઉદાર દાને ભરી :
નથી સુભગ શાંતિવારિ ભવતપ્તને ઠારવા :
દરિદ્ર મુજ પ્રાણને દગત કાળની શર્વરી.

છતાં ય પ્રભુ આપનું અમૃત નામ આલાપતી
ચહે હૃદયઝંખના પતિતપાવના શ્રીદયા :
ક્ષમા કરી સમસ્ત ઘોર અપરાધ જે જે થયા,
કૃતાર્થ પ્રભુ કીજિયે વિધુર આશ શ્રદ્ધાવતી.
મહા મલિન મર્ત્ય માનવસ્વભાવમાં યે કરો
પવિત્ર નિજ પૂર્ણતા પ્રકટ, હીનતાને હરો. ૧૪

---

૫ : વિષવિકાર – વિષનો વિકાર, વિકારોનાં વિષ, વિષ અને વિકાર.
૯, ૧૦ : આપનું નામ રટી રહેલી હૃદયઝંખના આપની પતિત-
પાવના દયા ચહે છે.
૧૨ : વિધુર – આપથી વિશ્લિષ્ટ થઈ છે તથાપિ આપમાં શ્રદ્ધાવાળી
છે એની હૃદય – આશાને કૃતાર્થ...

## ૧૮ : શ્રદ્ધોત્સાહ

પૃથ્વી

નહીં પદ ચળે તસૂ ય દૃઢ રોપિયા સત્પથે,
સદા સ્થિર ગતે પ્રબુદ્ધ પગલે સુદૂરે જશે;
પ્રમાદ નહિ સેવશે, શ્રમ લવે ય ના લેખશે,
પ્રલોભનતણાં દળો દળત સર્વ ભીડી બથે
ધ્રુવાભિમુખ ધાવશે અગન શા અભીપ્સારથે
ચડી, દશ દિશા પ્રતિધ્વનિત ચક્રનાદે થશે;
કરાલતમ કાલશૃંગતણી માળ ઓળંઘશે,
જશે જહીં અદીઠ—અર્થ શુચિ હાર તારા ગ્રથે.

તહીં ગહન મૌનના ગગનનીલ કુંજોમહીં
સુગુપ્ત સરનાર સ્નેહરસસારની શાશ્વતી
સમેત સહચારની અકલ માધુરીઓ લહી
લહી મરણને મુખે અમૃતજ્યોતિરેખાવતી
ચિરંતન જગાડશે સ્મિત અમર્ત્ય આનંદનું;
થશે તહીં વિલીન ઘોર તમ—રાજ્ય આક્રંદનું. ૧૪

---

૨ : ગતે – ગતિએ. ૬ : અભીપ્સારથનાં ચક્ર.

૮ : તારાવલિ ગૂંથે છે તે શુચિ હાર જ્યાં છે ત્યાં પ્હોંચી જશે. શું જગાડશે ? અલૌકિક સ્મિત. કોણ જગાડશે ? સરનાર. કેવી રીતે ? શાશ્વત સ્નેહરસસાર સાથે તેની અમૃતજ્યોતિ માધુરીઓ લહી લહીને.

## ૧૯ : પથિક

પૃથ્વી

•

ઊઠી ઝબકી વિસ્મૃતિ અણગણ્યા યુગોની, અને
સૂણ્યાં કંઈ નિમંત્રણો ધ્વનત આત્મને ગહ્વરે;
બન્યું અરસ સર્વ, ભંગુર પતંગરંગે મને
અસંગવ્રત આદર્યું; પથિકદંડ લીધો કરે.

'સુદૂર મુજ પંથ એ ક્ષિતિજ પારના દેશનો,
રહ્યો સમય લેશ ક્યાં વિરમવાતણો ?' – નેત્રને
અનિદ્ર અગને ભર્યાં, વિભવ વિશ્વના વેશનો
કર્યો ભસમ : પ્રાણ ઝંખત અદીઠ એ ક્ષેત્રને
જહાં પથ લઈ જતો વિકટ કાલને કાપતો.

'અભીતમન રાત્રિની ભુલભુલામણીમાં થઈ
અસંખ્ય દૃઢ અંતરાય બળવિક્રમે માપતો,
સુધીર ધ્રુવને પદે અમરશ્રદ્ધ આત્મા લઈ
જઈશ : તહીં સ્નાનશુદ્ધ થઈને સુધાસાગરે,
ઠરીશ ભવમાતની ચરણજ્યોતિ જ્યાં પાંગરે.' ૧૪

---

૧ : વિસ્મૃતિએ જડ બની ગયેલ સ્મૃતિ ઝબકી ઊઠી : કજળેલો કોયલો પાછો અંગાર બન્યો. ૩, ૪ : એ સર્વ નીરસ વસ્તુઓના ક્ષણભંગુર (પતંગોના જેવા) રંગ સાથે પથિકના મને અસંગવ્રત આદરીને હાથમાં પથિકને ઉચિત સોટો ઉપાડી લીધો. એ સોટાનો એ યાત્રાપ્રવૃત્તિનો જ સંગી બન્યો.

૧૧ : અભીતમન એવો હું. જાણીતા ધ્રુવાખ્યાનનો નાયક ધ્રુવ.

૧૪ : પાંગરે – કિરણાંકુર પ્રસારી રહે છે.

## ૨૦ : દંડી

અનુષ્ટુપ

દંડીનાં વ્રત લીધાં છે, અગ્નિનાં અંબરો સજ્યાં,
વિદારી મોહના વાઘા, દિશાનાં દ્વાર ભેદિયાં;
વટાવી કાળની ચોકી; ભયનાં સપનાં તજ્યાં;
કલ્પોના અંધકારોનાં, જાળાં જટિલ છેદિયાં.
એકાગ્ર દૃષ્ટિને સામે ધ્રુવની પર ઠેરવી;
અન્યત્ર બધિરા એવી શ્રુતિએ દૂર દૂરના
આહ્‌વાનસૂરની રેખા ગ્રહતા, અન્ય સેરવી,
ધપીએ ધીર ગંભીર વેગે કો શાંત પૂરના.
ઉતારી મલિના માયા મર્ત્ય માનવકાયની,
દુઃખના ડુંગરાઓને હથેળીમાં રમાડતા,
ગ્રીષ્મની વાદળી જેવી માયાવી સુખછાયની
નીચે આરામ લેવાની તૃષ્ણાઓને ભગાડતા,
જશું આગળ, ના પાછું જોવા યે ફરશું જરી,
નિત્યાનંદતણે ધામે પ્હોંચીને રહીશું ઠરી. ૧૪

---

૫ : સામે વિરાજતા ધ્રુવ; સામેના ધ્રુવ તારા ઉપર.
૭ : અન્ય – બીજી રેખાઓ.
૮ : અમે આગળ ધપીએ છીએ.
૧૩ : અમે આગળ જશું.

## ૨૧ : ભાવિપથે

પૃથ્વી

•

જજો સકલ ભૂતકાળ વિસરાઈ, નૈષ્ફલ્યના
અખંડ ઈતિહાસરૂપ; પતનક્ષણોની સ્મૃતિ
જગાડત રુઝાયલા વ્રણ વિકારના શલ્યના
અશેષ થઇ જાવ; વિહ્વલ રખે કરે એ ધૃતિ.

ગયો સમય શોચનીય, ગઇ મોચનીયા હવે
નિશા, ન ભમવું રહ્યું ભુલભુલામણીઓમહીં;
કૃપાકિરણ – પર્સથી પરમના હવે તો નવે
પ્રભાત નવ જન્મ પામી, કર માતકેરો ગ્રહી
ઉષાહૃદયરંગના સુરભિ નંદનોમાં ફરૂં
ચિરંતન પ્રકાશના સુભગ સ્વર્ણના સાજમાં;
અલૌકિક પ્રભાવથી વદનકાંતિ મારી ભરૂં;
સરૂં અમૃત લ્હેરીએ, રમું અનંતના રાજ્યમાં.

અતીત દફ્નાવું, લુબ્ધ નહિ વર્તમાને થઉં,
નિમંત્રણ કરે ભવિષ્ય જ્વલમાન, ત્યાંહે જઉં. ૧૪

---

૪ : અશેષ – પૂરેપૂરા અદૃશ્ય અને વિસ્મૃત. રખેને એ વ્રણોનાં ચિહ્ન સ્મૃતિ આદિ ધૃતિને વ્યાકુલ કરે, નબળી પાડી દે.

૫ : મોચનીય – અહીં મોક્ષણીય એટલે ત્યાજ્યના અર્થમાં આ શબ્દ વાપર્યો લાગે છે.

૧૪ : ત્યાંહે – તત્ર એવ.

## ૨૨ : મનુપ્રભુ

વસંતતિલકા

બ્રહ્માંડ આ અમિત વિસ્તૃત દિગ્દિગંતે,
કલ્પ્યા ન જાય પટ વિશ્વવિશાળતાના :
પૃથ્વી ય ક્ષુદ્ર, પછી શા મનુ બાપડાના
હોયે હિસાબ? જન શૂન્ય સમો અનંતે
ભાસે, છતાં પણ ચરાચર આત્મવંતે
પોતામહીં કર્યું વિલીન, અકાળતાના
ઓજે કર્યાં જ્વલિત કાળની કંદરાના
અંધાર : ન્હોય મનુ માટી, મહા 'અહં' તે.

દેખાય વામન છતાં ય ત્રિલોકકેરો
માપે મહાપટ પદત્રયવિક્રમે એ;
ઉદ્દામ મૃત્યજલ જીવનસાગરે એ
નર્તાવતો અમૃતનો મહિમા અનેરો.

'સોહં'તણી અલખ જ્યોત વિરાટવ્યાપી,
રાજે મનુપ્રભુ તહીં સ્થિર રાજ્ય સ્થાપી. ૧૪

૧૯ · ૧૨ · ૧૯૩૫

# ૨૩ : જુગારીઓ

પૃથ્વી

જુગાર રમવા અમે નીકળિયા બધા વિત્તને
લઈ, જીવનમાં ઉપાર્જિત કરેલ ઝાઝાશ્રમે:
જિતાય ન જિતાય બાજી પરવા નથી ચિત્તને;
ખુવાર થઇશું કદાચ, નહિ તો ય નેત્રો ઝમે.

સમીપ ઢગબંધ અક્ષય મૂકેલ છે હોડમાં
અનેરું ધન સ્વર્ગનું—અમર જ્યોતિના ધામનું :
લપાઇ રહીએ હવે ક્યમ અભાગ્યની સોડમાં ?
નસીબ અજમાવશું જિગર લેઇને હામનું.

પુરાણુ જગની પ્રથા—કિરણુહીન કારાતણા
દરિદ્ર નિલયે ઢળી મરણચાદરો ઓઢવા—
અમાન્ય અમને; ઉપાસક જ્વલંત તારાતણા
અમે ચિર અભીપ્સુ સૂર્યશયનીયમાં પોઢવા.

જુગાર રમશું અનંત સહ દાવમાં જાતને
મૂકી : પરમ પામશું, થશું ખુવાર યા મુન્મને. ૧૪

૫ · ૭ · ૧૯૩૪

૯, ૧૧ : પરતંત્રતાના કારાવાસમાં દરિદ્ર જીવન ગાળવું એમાં જ મરવું એની પરંપરા ગમે તેટલી.

૧૪ : મુદિત મને અમે તો દાવમાં જાતને મૂકી દીધી છે. પામીએ તો પરમાત્મને, ન પામીએ તો ખુવાર થઇએ, બેયમાં અમને તો આનંદ આનંદ જ છે.

# ૨૪ : મરજીવિયા

પૃથ્વી

સમુદ્ર ભણી ઊપડ્યા કમરને કસી રંગથી
અટંક મરજીવિયા, ડગ ભરંત ઉત્સાહનાં;
પ્રદીપ્ત નયનો; અથાગ બળ ઊભરે અંગથી;
મહારવતણી દિશા પર ઠરી બધી ચાહના.

ડર્યાં પ્રિયજનો; બધાં સજલનેત્ર આડાં ફર્યાં,
શિખામણ દીધી : 'વૃથા જીવન વેડફો કાં ભલા,
કહીંથી વળગી વિનાશકર આંધળી આ બલા ?'
પરંતુ દૃઢનિશ્ચયી નહિ જ એમ વાર્યા વર્યા.

ગયા ગરજતા અફાટ વિકરાલ રત્નાકરે;
તરંગ ગિરિમાળ શા હૃદય ઊપરે આથડ્યા;
હઠયા ન લવ તો ય, સાહસિક સર્વ કૂદી પડ્યા
અગાધ જળમાં, પ્રવેશ કીધ કાળને ગહ્વરે.

ખુંદ્યાં મરણનાં તમોમય તળો અને પામિયા
અખૂટ મણિમોતીકોષ, લઈ બ્હાર એ આવિયા. ૧૪

૨૫ · ૧ · ૧૯૩૪

---

વહાણ તૂટયાં, તો પડ્યા સાગરમાં; ડૂબી ગયા, તો ગયા યમરાજની ગુફાઓમાં. દુનિયા પણ જેને અમૂલ્ય ગણે એવો અખૂટ ખજાનો મેળવ્યો ત્યારે જ આ મરજીવિયા પાછા દુનિયામાં આવ્યા.

## ૨૫ : રસાયન

પૃથ્વી

હતા અબલ ને અવીર્ય, ન્હતી આય કો અંગમાં;
હતાં નયન તેજહીન, વદને નરી દીનતા
છવાયલ હતી; પરાજિત થઇ મહાજંગમાં
પલાયન કરી જતા તજી સુરક્ષ્ય સ્વાધીનતા :
કપાલ પર હાથ દેઈ રડતા નિરાશા મહીં.
'નસીબ બલવાન' એમ કહી બંદીખાને પડી
દિનો દુઃખતણા પસાર કરતા; હવે એ નહીં.
ગયો ભય, ગયો વિષાદ, ગબડી પડી સાંકડી
દિવાલ; વદને ઉષા અરુણરંગ હાવે હસે,
વિમુક્ત નવ પ્રાણ અંગભરમાં બલે ઊભરે
અજેય પુરુષાર્થ ઊર્ધ્વગતિએ હવે ઉલ્લસે,
અબાધિત પદો ધપે વિજયને મહા ઊંબરે.

અમે મરણનું રસાયન બનાવીને પી ગયા;
થયા અજરકાય ને અમર આત્મઓજે ભર્યા.

---

૪ : સુરક્ષ્ય, સર્વ પ્રયત્ને રક્ષણીય.
૧૦ : નવો બંધનમુક્ત પ્રાણ અંગે અંગમાં સબળ ઊભરાઈ રહે છે.
૧૪ : ઓજ – ઓજસ્.

## ૨૬ : બે ભાવનાઓ

પૃથ્વી

જજો યદિ જવું ગમે જ, સ્મિત લક્ષ્મીનાં ઓસરી,
સુવર્ણતણી કાંત કાંતિ મળી જાવ માટીમહીં,
હીરા રતન ને મણિ પથતણી બનો કાંકરી;
પરંતુ અમલું પ્રસાદમય હાસ પાવિત્ર્યનું
થજો ન કદી ઝાંખું, ના મલિન એ કદી યે થજો,
નિરંતર પ્રસન્ન પદ્મ સમ અંતરે એ ઠરો.

ભલે સકળ વિશ્વનાં વિષ જ્વલંત ને કારમાં
સુખે જગત ઠાલવે મુજ મુખે, અને દાહના
દુખે અણુ અણુ બને વિકલ વ્યસ્ત છો માહરા;
પરંતુ ધરશો નહીં હૃદય વજ્રકાઠિન્યને,
સુકાઇ ઉરથી જશો ન કદી નિર્ઝરી પ્રેમની,
વહી વહી વિશાળ વિશ્વપટ નિત્ય ભીંજાવતી
રહો વિષસમુદ્રમાં અમૃતપૂર્ણ મંદાકિની,
અનંત સ્મિતના તરંગ પર ભદ્ર વિસ્તારતી. ૪

---

ગમે તે ભોગે પણ પવિત્ર રહેવું : ગમે તેવા અનુભવે પણ સહૃદય ને બંધુભાવવાળા પ્રણયશીલ રહેવું.

## ૨૭ : કોયલાને

શાર્દૂલવિક્રીડિત

કાળા કાજળ કોયલા! નવ થતો તું ભોગ નૈરાશ્યનો,
લાખો યત્ન કર્યાં છતાં ય તજતી ના કાલિમા આ તને
તેથી : બાહ્ય ફળે ઉપાય નહિ આ કાર્યે : મહામાતને
હૈયે ગૂઢ ઉંડાણમાં જવું ઘટે; જ્યાં કીમિયો પ્રેમનો
કાયાને પલટાવશે; અણુ અણુ કાળા મટીને થશે
ગોરા, તારકતેજને લજવતા; ને ભંગુરાં દૂબળાં
અંગો વજ્રસમાં બની કઠિનતા કાળોતણી છેદશે
ને ન્યારાં પરમાણુએ વિલસશે ચંદ્રસ્મિતો ઊજળાં.

સૂણી હીરક નામ પાગલ બની લોકો બધા દોડશે
દારિદ્ર્યો દફનાવવા; હૃદયમાં ઉત્કર્ષ આનંદના
થાશે; આતુર દર્શનાર્થ વિરલા ભૂખંડને ફોડશે,
નિદ્રા ને શ્રમ વિસ્મરી; નૃપશિરે તારા પ્રભાછંદનો
અંકાશે જયલેખ; મૌનમહિમા અંધારમાં ગાજશે
એકાંતે તવ, વા તું કૌસ્તુભ બની વિષ્ણુઉરે રાજશે. ૧૪

૩૦ · ૩ · ૧૯૩૪

---

૮ : ન્યારાં ચંદ્રસ્મિતો – અવર્ણનીય સૌમ્યાહ્લાદક ઝળક.
૧૨ : પ્રભાછંદ – લીલામય પ્રકાશ.

## ૨૮ : વતનપ્રેમ*

શિખરિણી

હશે કોઇ એવો મૃત હૃદયનો માનવ જગે,
રૂડા નામોચ્ચારે રતનસમ વ્હાલા વતનના
મમત્વે ના જેનું મુખ મલકિયું, ના ગરજના
કરી ઊઠી વાણી વિમલ ગરવે, નેહલ દૃગે
ઝગ્યું ના ભક્તિનું કિરણ ઊજળું, ના રગ રગે
રમ્યો કલ્લોલંતો રસ અરુણ, ના તંગ તનના
રૂંવે રૂંવે વ્યાપી પુલકઝણુણાટી? ભુવનના
કયા ખૂણે એવો જન જનમિયો છે ધૂળઢગે?

હશે જો એવો કો હલન કરતા હીણપત શો,
મરેલી માટીનો અધમ કણ એ જીવત છતાં
દટાયેલો રહેશે અશુચિ શબ જેવો, ન વરષો
વહી જાશે એની સ્મૃતિ સુભગ ભાવી ગમ જતાં.

સ્મરે ના, સેવે ના જીવનમરણે જે વતનને,
વૃથા જન્મી જીવી જન જરી જતો મોઘ મરણે. ૧૪

૧૯૩૬

* સર વૉલ્ટર સ્કૉટના Breathes there the man with soul so dead' — એ પંક્તિથી શરૂ થતા કાવ્ય ઉપરથી સૂચિત.– કર્તા.

૯ : હાલતી ચાલતી નીચતાની મૂર્તિ જેવો.

૧૧, ૧૨ : સુભગ ભાવિ પ્રતિ જતા વરસો એની સ્મૃતિને વહી નહીં જાય — સજીવન નહીં રાખે. ૧૪ – જરી જાય છે : જીર્ણ કપડું જરી જાય તેવો સદંતર નાશ પામે છે.

## ૨૯ : દૂર દેશમાં ગુજરાતની શરદપૂનમની સ્મૃતિ

પૃથ્વી

નથી શરદ આજ કૈં વિમલ નીલ શોભા ભરી;
જમા થઈ રહ્યા ઘનો ગગન ઘેરતા છાયથી;
ન જોઉં મુખ પૂર્ણ ચંદ્રતણું; કૌમુદી નીતરી
કરે નયનરંજના નહિ; સુધારસી ઝાંયથી
ન્હવાય પૃથિવીનું તસ ઉર ના; રસોલ્લાસના
ન ક્યાંય રમણીય રાસ: સ્મરણો સ્ફુરી આવતાં
સુદૂર પ્રિય ભૂમિનાં, શરદ ચંદ્રના હાસના
પ્રસાદ મધુરા જહીં હૃદય પ્રેમનાં માણતાં.

નથી શરદપૂર્ણિમા વિશદ અત્ર છો વ્યોમમાં;
ચિદંબર વિષે પરંતુ પ્રિય ગુર્જરીની રમે
પ્રસન્ન મુખકાંતિ, જોડ નહિ જેની કો લોમમાં.
અહો! વદન વ્હાલું એ,—સરસ જ્યોત્સ્નિકા શી ઝમે!

જગાડત સુષુપ્ત સ્નિગ્ધ સ્મૃતિ જન્મભૂમી તણી
અહીં મલિન પૂર્ણિમાય અપનાવું મોંઘી ગણી! ૧૪

૧૯૩૧

---

૪ : નયનોની રંજના નથી કરતી ૮ : પ્રેમનાં હૃદયો, પ્રેમાળ હૃદયા, હેતાળ માણસો. ૧૦ : ગુર્જરી – ગુજરાત મ્હારી જન્મભૂમિની મુખકાંતિ અત્યારે મ્હારા ચિદંબરમાં મ્હારા સ્મરણમાં રમી રહે છે.

## ૩૦ : સ્વાતંત્ર્યનું પંખી

પૃથ્વી

•

અલૌકિક પ્રભાતપાંખ પર નીલ સ્વાતંત્ર્યનું
વિહંગ નભ ખૂંદતું ફરત નીડની શોધમાં;
દિગંતભર ગર્જતું ઉલટતા નિજાનંદનું
વિમુક્ત જયગાન જાગરણ આણતું લોકમાં.

ઘૂમ્યું વિભવને વને, રતન મોતી ને હીરલા –
તણાં ફલ લચંત લોભવત, ના તહીં ઊતર્યું :
સુવર્ણમય મેરુશૃંગ નીરખ્યાં, ન ત્યાં યે ઠર્યું;
સરસ્વતીતણા ય આલય ગમ્યા નહીં એકલા.

પણે વિપુલ કુંડમાં અગન ઊછળે યજ્ઞનો,
શિખા પર શિખા ચડી રમત આભ – ઉત્સંગમાં,
મહાબલિ અપાય ભક્તિભર અજ્ઞ ને પ્રજ્ઞનો,
પડાપડી કરે શહીદ નરનારીઓ રંગમાં.

વિહંગ તહીં સ્વાર્પણાગ્નિ પર નીડ બાંધી ઠર્યું;
અપૂર્વ સુખશાંતિસૂરતણું રાજ્ય ત્યાં વિસ્તર્યું. ૧૪

૨૬ · ૧ · ૧૯૩૪

---

૪ : વિમુક્ત – સ્વતંત્ર. જાગરણ – જાગૃતિ.
૮ : એકલા – લક્ષ્મીરહિત ? ના, અહીં સ્વતંત્રતારહિત એવો જ અર્થ બેસે.
૧૪ : સૂર – એના આનંદકલ્લોલના કલરવનું રાજ્ય.

## ૩૧ : પઠાણની બેટાને છેલ્લી આજ્ઞા

શિખરિણી

બિમારી લંબાઈ બહુ જ; ન દવા કોઈ ફળતી;
હવે તો નક્કી એ લઈ વ્યથિત પ્રાણો જ પળશે,
બધી પીડા અંતે કબરઘરવાસે જ ટળશે,
જડીબુટ્ટીઓ જ્યાં જગદુખ નિવારંત મળતી.

હવે બેટા! વ્હાલા વતન ગમ આ કાય ગળતી.
પહોંચે ઇચ્છું એ: મુલક મરદોનો નિત હશે
પ્રતીક્ષા ત્યાં મારી કરત: મુજ માટી હરખશે
મળી જાતાં વ્હાલી વતનકણિકામાં ઝળકતી.

ગુલામી દેશોની અશુચિ મૃત માટી: નવ ચહું
અહીં સૂવા અંતે અધમ અતિ કંગાલ રજમાં:
લઈ જાને બેટા! ઝટપટ મને તું વતનમાં,
જહીં મુક્તાકાશી સુખ મરણસોડે પણ લહું.

પહાડોના પ્રાણો અણનમ મળ્યા મુક્ત જનમે,
સમર્પું પાછા એ; કરૂં ઋણ અદા અંતિમ સમે. ૧૪

૬ - ૬ - ૧૯૩૬

---

૧૨ : મુક્તાકાશીસુખ – સ્વતંત્ર આકાશનું સુખ.

૧૩ : પહાડોના અણનમ પ્રાણો. વર્ડ્સવર્થનું જાણીતું સોનેટ, સ્વાતંત્ર્ય ત્હને બે નિવાસસ્થાન પ્રિય, દરિયાનો અવાજ અને પર્વતોનો અવાજ. એ બેમાં જાણે તારો જ અવાજ ખાસ સંભળાય છે, તે અહીં સંભારો "Two voices are there......" હું અવતરેલો જ સ્વતંત્ર; જનમતી પળે જાણે પહાડોનો પ્રાણ મ્હારામાં પેઠો, તે આ આખર શ્વાસોચ્છવાસે પાછો એ પહાડોને સોંપી દઈ ઋણમુક્ત થવા ઇચ્છું છું.

## ૩૨ : ચિતોડ

પૃથ્વી

ચિતોડગઢ! સ્વાર્પણે સુદૃઢ પ્રાણપાયા પરે
ચણાઈ રૂધિરાસ્થિએ અચળ કાળ માથે ખડો:
શિલાપટપરંપરા અમર કીર્તિને અક્ષરે
અપૂર્વતમ અંકિતા કરી ગયા અટંકી ભડો.

પડ્યા તુજ પરે અસંખ્ય અરિઘાવ વજ્રોસમા,—
ગડૂડુડુ કરંત મૃત્યુમુખતોપગોળા ગડ્યા
અભેદ્ય સમ અંગમાં ય, રિપુરોષના કારમા
નડ્યા પ્રલય–અગ્નિ; ભસ્મ થઈને ય પાછા ચડ્યા
નભે અડકતા નર્યા અડગ કોટના કાંગરા.

ન માત્ર પુરુષપ્રભાવ તવ પ્રૌઢ તેથી કહું;
પ્રદીપ્ત સત સ્ત્રીત્વનું ય સુરધામના ઉંબરા
ઉજાળી ગયું, યજ્ઞની વિરલ વેદિકા એ સ્તવું
ચિતોડ! તવ મુક્તિ પ્રેમ, બળ, ટેક ને ત્યાગની
જગાડ અમ જીવને હુવન હોળીઓ ફાગની. ૧૪

૨૬ · ૯ · ૧૯૩૫

---

૪ : અપૂર્વતમ – અજોડ અપૂર્વતાએ.
૬ : કાળમુખી તોપોના ગોળા ત્હારાં અંગ અભેદ્ય જેવાં, તો પણ તેમાં પેઠા વિના ન રહ્યા.
૯ : નર્યા અડગ – અડગતાની પરિસીમા જેવા.
૧૨ : વિરલ – વિરલતમ, બીજે કોઈક જ ઠેકાણે દેખાયલી.
૧૩ : મુક્તિ – સ્વતંત્રતા.

## ૩૩ : અરવલ્લી

વસંતતિલકા

•

પેલા ખડા વજ્ર-વ્યૂહ રચી અભંગ
ન્હાડો પ્રચંડ અરવલ્લીતણા અટંકી,
સ્વાતંત્ર્યભક્તિની કસુંબલરંગ ગંગ,
તેની વહાવત અખંડિત ધાર બંકી :

વિક્રાંત આક્રમણ શત્રુતણાં દલોનાં
પ્રૌઢ પ્રતાપથી પરાજિત પૂર્ણ કીધાં;
આત્માર્પણે અમર કીર્તિત દંગલોનાં
કૈં લ્હાણ મૃત્યુભયમોચક લાખ લીધાં.

પ્રત્યેક કંદરમહીં પડછંદ જાગે
સ્વાતંત્ર્યના સુભટની રણગર્જનાના;
પ્રાણી વિહંગ તરુ સર્વ પ્રતાપી લાગે,
સાક્ષી ખડા ખડક આ યમતર્જનાના.

વારી ધરી હૃદય ઘાડ અનાર્યતાની;
વારો હજી અણનમ્યા અરવલ્લી ! માની. ૧૪

૧૩ • ૯ • ૧૯૩૫

---

૩ : કસુંબલ – કેસરિયા. ૪ : બંકી — અહીં વાંકીચુંકી અને સુંદર એવો અર્થ નથી; વિશિષ્ટ સુંદર એવો અર્થ છે; અનન્ય.
૮ : લાખ – લાખેણાં. ૧૩ : હૃદય – છાતી, વક્ષ:સ્થલ.
૧૪ : માની – ટેકીલા.

## ૩૪ : પુરાણુ પાટણના અવશેષોમાં —

પૃથ્વી

•

સ્વતંત્ર ગુજરાતના ગુરુ પ્રતાપથી ગાજતી
હતી વિભવશાળી પાટનગરી વિશાળી અહીં;
જહીં જબર વીરહાક સુભટોતણી વાગતી;
સ્વદેશ બિરદાવલી વિહરતી વિદેશોમહીં.

હિમાલયસમાં સમુન્નત શિરો નભો માપતાં,
ભુજા દશ દિગંતરાલ નિજ બાથમાં ભીડતી,
જહાજ જલના તુરંગ પર સિંધુનાં કાપતાં
નર્યાં પથવિહીન અંતર, વિદારીને સીડતી
કુરૂઢિ લઈ આવતાં રતનરિદ્ધિઓ સાહસે.

હતી : પણ હવે નથી સ્મૃતિ વિના કશુંયે રહ્યું !
ન મુક્તિ મલકે, ન શૌર્ય ઝળકે, ન લક્ષ્મી લસે !
બધું ય અહ ! કાળની કપિલ કોપઝાળે દહ્યું !

ભગીરથ ન કોઈ ભસ્મ પર ગંગ ઊતારશે ?
અધોગતિ થકી દઈ અમર પ્રાણ ઉદ્ધારશે ? ૧૪

૧૪ • ૯ • ૧૯૩૫

---

૯ : સીડતી કુરૂઢિઓ (દરિયાઇ સફરથી તો ભ્રષ્ટ થવાય એવી) વિદારીને.
૧૩ : પોતાના પિતૃઓની ભસ્મ ઉપર ગંગા અવતારીને ભગીરથે તેમની અવગતિ નિવારી તેમને તાર્યા હતા.

## ૩૫ : પૃથ્વીને

શાર્દૂલવિક્રીડિત

ખોલી નાખ બધાંય દ્વાર પૃથિવી ! આ વજ્ર તાળાં બધાં
તોડી નાખ : કહીં સુધી ગહનમાં રૂંધાયલા પાવકો
જોશે વાટ ? યુગોથી ધીર હૃદયે એ ધૈર્ય ધારી રહ્યા;
હાવે લેશ વિલંબ એ નહિ સહે; જામેલ ગાઢાં પડો
ગાળ એક નિમેષમાં, ઉછળતા આવેગથી લોકની
કાયાને થથરાવતા, ગગનના માર્ગો નવા શોધશે;
બાધાઓ ઉથલાવશે ભડસમા પ્હાડો તણી ફોજની;
જ્વાલારૂપ વિશાલ સેતુ રચતા સૂર્યે જઇ પ્હોંચશે.

જાગ્યા છે ઝબકી મહાસપનની વીજે વિંધાઈ ઉરે,
ભાગ્યાં ધારણ કાળનાં, ભય ટળ્યો છે મૃત્યુનો, અંતરે
લાગી છે લગની અલૌકિક; અને પ્રાણો વિરાગી ઝુરે
જોવા એ અણદીઠ નેન અકલે એકાંત જ્યાં ઊભરે.

પૃથ્વી ! એ પગથારથી ઊતરશે હ્યાં એ અમીલોચન,
એનાં દર્શનથી થશે દુઃખતણાં આનંદમાં મોચન. ૧૪

૧૯૩૭

---

દુઃખોનું મોચન આનંદમાં થઇ જશે; દુઃખમાત્ર આનંદમાં પલટાઇ જશે.

# ૩૬ : શહીદ શ્રદ્ધાનંદ

અનુષ્ટુપ

હિંદની રાજધાનીનો રાજમાર્ગ ઉજાળતો
પ્રશાંત શૌર્યને તેજે, મેરુ શો એ રહ્યો ખડો.
સંગીનો વીજ-તેજીમાં વક્ષનું લક્ષ વીંધવા
ધરાયાં રક્ત હસ્તોએ : તે સામે પડકારતો
ગાજ્યો, "ચલાવીએ ગોળી છાતી ઉપર, યા જડો
ભલા સંગીનના ઊંડે!" કિંતુ ત્યાં કોણ ચીંધવા
સમર્થ આંગળી યે એ વીર સામે? પડ્યો નમી
કોટ બંદૂકનો : "શ્રદ્ધાનંદ" નામ રહ્યું રમી
વિશ્વની વાયુ લ્હેરીએ. વીરોએ વીરની કરી
પૂજા આદરથી; "ધન્ય! ધન્ય!" શત્રુ ય ઓચર્યા.

કિંતુ ધર્માંધતા કેરા બંધુ-ડેરા થકી છરી
આવી અંધારને ઓથે છૂપી; ઔદાર્યના નર્યા
હૈયામાં હીન એ પેઠી; ઝનૂને દીધ હા! દગો!
શહીદ એ થયો : એને સંભારે દ્રવતાં દગો. ૧૪

૧૦ • ૫ • ૧૯૩૪

૧૧ : બંધુડેરો — આપણા બંધુ મુસ્લિમોનો તંબુ.

## ૩૭ : આવે છે દિન

શાર્દૂલવિક્રીડિત

આવે છે દિન શાંતિનો શુભ, પ્રભુપ્રેર્યો ઉષારંગની
આશાએ અસવાર, આ કલહના લોકે : સુધામીઠડી
મૈત્રીમાં સહુ ઝેર વેર શમશે, ને જહાનમી જંગની
ઝંઝાપાંખ જશે કપાઈ; કબરે સંહાર પોતે પડી
લેશે મૃત્યુ સમાધિ; વિશ્વજન સૌ જાશે સુખે વીસરી
બેહૂદી વરણોતણી વિષમતા; સ્હેશે મનુષ્યત્વની
સામંજસ્યભરી કળા ઝગહળી; વિજ્ઞાન ગંગાઝરી
ધોશે કાળનિશાંધકાર, રમશે હ્યાં જ્યોત પૂર્ણત્વની.

ભૂલી જા મનુ ! ભૂતકાળ વરવો; લે સંહરી ભૂખડી
શી ભૂતાવળ સ્વાર્થસંભ્રમતણી; દે, દે ફગાવી કરે
ધારેલી તરવાર રક્તતરસી; મા તોપગોળા ઝડી
ઝેરીલી વરસાવ રે કુમતિયા ! તારાં જ અંગો પરે.

આવે છે દિન શાંતિનો; હૃદયનાં ખોલી બધાં બારણાં
આત્માએ અપનાવ, નંદન બને પૃથ્વીતણાં પારણાં. ૧૪

૭ · ૧૦ · ૧૯૩૫

---

૩ : જહાનમી – જહન્નમસમા; જહન્નમની રાહે લઈ જતા.
૬ : વર્ણોની. Racial, ગોરા કાળા ઘઉંવર્ણા પીત આદિ ભેદભાવની.

# ૩૮ : કાળી – ચૌદશ

શાર્દૂલવિક્રીડિત

કાળી ! જીર્ણ પુરાણુ આ અકળની લીલાર્થ મંદો હવે,
દીસે અક્ષમ ઊર્ધ્વ વેગ સહવા; માંગલ્ય – મ્હોલાતનો
પાયો ભંગુર ભૂમિકા પર ટકી ર્‌હેશે નહીં રે લવે :
આનંદોર્મિ ધરી રહી વિકૃતિઓ દુઃખોમયી, રાતનો
કાળો કેર પ્રવર્તતો, દ્યુતિ વિના આંખો બની આંધળી
અંધારી ગલીઓમહીં જલભરી જોને રહી આથડી;
ઊંધી બુદ્ધિ ઋતપ્રભાવ વણુની પૂરી બની પાંગળી;
હૈયે જોરભર્યો જુવાળ ચડિયો ઝેરોતણો; બાપડી
વાડી જીવનકેરી ઉજ્જડ બની, અંગારવેર્યાં રણો
જેવો : તાંડવ તારું તો પ્રલયનું આરંભ ઉલ્લાસથી;
જૂનું ચૂર્ણ બનાવ, અંધ તિમિરો દીપાવલી – રાસથી
પર્વોમાં પલટાવ, સર્જનતણો સર્વાંગ સોહામણો
સોના – સૂર્ય ઉગાડ, દિવ્ય વિલસે સન્મુક્તિની મંજરી :
કાળી ચૌદશના નિશીથસમયે તારી બજો ખંજરી. ૧૪

૨૭ • ૧૦ • ૧૯૩૫

# ૩૯ : નવવર્ષનું સ્વર્ણપ્રભાત

શાર્દૂલવિક્રીડિત

આજે સ્વર્ણપ્રભાતની લહરીઓ આનંદના વ્હેનમાં
ઓળંઘી ઉદયાચળ પ્રજળતો આવે ભવાનંદિની,
આંધીઓ અજવાળતી જગતની, નિદ્રાતણા ઘેનમાં
સૂતાં ચેતનને સમર્પત શિવા સજ્જાગૃતિ જ્યોતિની.

જાગે લોક મહોત્સવે અરુણના, દુઃખો બધાં ભૂલતાં,
વૈષમ્યો ગત કાળનાં રસભરી સંવાદિતા માણતાં,
દોલાએ શુભ પ્રેમનાં સ્મિત બધાં ઉલ્લાસથી ઝૂલતાં,
સૌહાર્દો ઊભરે ચડી હૃદયની જુદાઈ ડુબાડતાં.

શોભે મંગલ સ્વસ્તિકો ગૃહગૃહે પાવિત્ર્યની રિદ્ધિએ,
વંદાયે મહિમા, અને નતિ પરે આશીષ વર્ષી રહે,
પ્રેરાયે નવ પ્રાણ ઇષ્ટ ધ્રુવની આમંત્રતી સિદ્ધિએ,
આશાઓ સહુ આસમાન ઊડતા તારા ગ્રહોને ગ્રહે.

જૂનું સર્વ ઉષામયી કનકની વેદીતણી જ્વાળમાં
હોમાયું, નિજ દીપ્તિદાન દઇને પોઢી ગયું કાળમાં. ૧૪

૭ · ૧૧ · ૧૯૩૪

# ૪૦ : ચિ. બ્હેન અનુને

## [ચૌદમી વરસગાંઠે]

શિખરિણી

કલા રૂડી ખીલો ચતુર–દશમી આજ વિમલા
કુમારાં વર્ષોનાં વિશદ વિકસંતાં દલતણી.
વિકારોની છાયા મદમલિન કૂડી કુવરણી
ન પામી જોવા યે સહજ શુચિતા નિત્યનવલા,—
સ્મિતે સોહો તેની ધવલ કલિકા સ્નિગ્ધ સરલા;
મૃદુ શ્વાસોચ્છ્વાસે સુરભિ સહજાનંદઝરણી
ઝમો પુણ્યોકેરી લહર બહલાવી, કુકરણી
મૃદુ સ્પર્શે ધોતી કુટિલ હૃદયોની; તું તરલા
છતાં તારા તેજે: થનગનત, તો યે સ્ફટિક શા
જલે ચંદ્રી જેવી: રમત, પણ પુષ્પો સહ રમે
પતંગો તેવી તું: અધિક અધિકા આ શિશુદશા
પ્રકાશોને પામો પ્રભુપથ જતાં, વાધત સમે.

ઉષાના આનંદે મુખકમળ તારૂં વિકસજો:
કુમારાં અંગોએ અનુપ અમૃતશ્રી વિલસજો.

---

૩, ૪ : શુચિતા કર્તા છે, છાયા કર્મ છે.

૮, ૯ : તું તરલા તથાપિ તેજે તારા સમી: એ પ્રમાણે આ અંશ છૂટો જ લેવો; ઉપલાની સાથે લેવા જતાં રચના ક્લિષ્ટ થઈ જાય.

૧૨ : આ શિશુદશા સમયના વધવા સાથે પ્રભુપંથે જતાં (આગળ આગળ વધતાં) એક એકથી ચડતા પ્રકાશો અપનાવો.

# ૪૧ : પ્રણયરૂપિણી

શિખરિણી

ભલે ના મારી એ ચિર પરિચિતા ચંદ્રવદના :
ન એ નેણું સ્પર્દ્ધા કમલદલની સાથ કરતાં;
ગુલો ના ગાલોની ઉપર સ્મિત સારંત ઠરતાં;
ભલે બિંબો રાતાં અધર ન ભજે એહ અદના :
ગજો કે હંસોની ગત અનુસરંતા ય પદ ના;
લતાનાં લાલિત્યો લહકત નહીં ચિત્ત હરતાં;
ટહૂકે ના કંઠે ઋતુવરતણી વેણુ; ધરતાં
ભલે ના અંગાંગો પળ પળ પ્રમોદો ય મદના.

છતાં એને હૈયે ભરચક ભરેલા પ્રણયનાં
અનોખાં સૌન્દર્યો જડ જગતમાં ક્યાં ય ન જડે :
વિકારી નેત્રોનાં પડળ પણ કેવાંક કનડે,
છુપાવી દે મોંઘાં વિમલ ધન વ્હાલા હૃદયનાં !

શરીરે સંતાડ્યું રુચિર રસરૂપ પ્રણયિની !
મને લાધ્યું હાવે; રતિ મતિ ઠરે ત્યાં વિરહિણી. ૧૪

૧ • ૯ • ૧૯૩૬

# ૪૨ : ગહન કુંજમાં

પૃથ્વી

બજી ગહન કુંજમાં અમૃતસૂર કો બંસરી,
અનેરી સુરતા વિમુગ્ધ કરતી છવાઇ વળી;
સરી કર થકી જનાર સુખ પૂંઠળે બ્હાવરી
પ્રવૃત્તિ સઉ અંધ ગોકુળતણી બની પાંગળી.
ગયાં છ જલ થંભી પ્રાણયમુનાતણાં, આકળા
તરંગ મલશ્યામલા વિષમ વ્હેણુ કેરે પટે
ઉઠે નહિ; તુટી પડ્યા સકલ દ્વારના આગળા,
વિમુક્ત બની બંદી ચેતન નિકુંજ નામો રટે.
ઝરી નયનધાર કુંજવનની દિશામાં વહે,
પ્રમત્ત સમ ચિત્ત સૂર – સપન – પ્રદેશે ભમે;
અસહ્ય જગરૂઢિદોર પ્રણયાગ્નિજ્વાળા દહે,
મહામિલનઝંખના સકલ માર્ગબાધા દમે.
ધસે ત્વરિત પ્રેમની પગલીઓ સૂરીલે પથે,
જઈ પ્રણયનાથ સાથ રસસિંધુ ઉંડા મથે. ૧૪

---

૧ : અમૃત – અમર; સુધામધુર.

૩, ૪ : દુન્યવી સુખો કરથી સરી જનારાં છે તોય તેની પાછળ આપણે સૌ અંધ બ્હાવરી (નિશાન પાડી ન શકે એવી) પ્રવૃત્તિ કરી રહ્યા છિયે, તે પ્રવૃત્તિઓ આ બંસરી સુણાતાં જ ગોકુળ આખામાં (તમામ ઇન્દ્રિયોમાં, એ અર્થ પણ લેવાય) પાંગળી પડી ગઇ. એની અજબ અસર જમના નદી અને તેનાં પ્રવાહી પાણી ઉપરે થઇ. વગેરે.

૧૦ : બંસરી સૂરે સૌ શ્રોતાના ચિદાકાશમાં ખડા કરેલા ભાવના પ્રદેશ.

૧૧ : પ્રણય, પ્રભુપ્રણય.

## ૪૩ : નમું તને*

ઉપજાતિ

નમું તને પત્થરમૂર્તિને નમું :
તજી અહંકાર વિમૂઢ બુદ્ધિનો;
લળી લળી પ્રેમલ ભાવ શુદ્ધિનો
સમર્પી આત્મા જુગજાડચને નમું.

વિરાટની વિશ્વવિશાળ કાય :
શુભાંગ તું તેનું જ એક નાનું,
ભર્યું તુંમાં ચેતન તત્ત્વ છાનું,
પ્રતીક તું પૂર્ણતણું સુહાય.

અગોચરે ના અમ ચિત્ત સંચરે :
અકલ્પ્યનું કલ્પન સ્થૂલરૂપ તું;
તારે લીધે આત્મ અગમ્યમાં ઠરે;
આ જીવ જૂદો શિવ શું મિલાવ તું.

નમું તને ચિન્મય મૂર્તિને નમું :
પ્રતીકરૂપી પ્રભુતા તને નમું. ૧૪

૧૬ • ૨ • ૧૯૩૬

---

* "નમું તને પત્થરને ? નહીં નહીં" એ પંક્તિથી શરૂ થતા શ્રી. 'સુંદરમ્'ના એક કાવ્ય ઉપરથી સૂચિત.

# ૪૪ : કલ્યાણવિભૂતિ સાગર

શાર્દૂલવિક્રીડિત

તું નિઃસીમ અનંત નીલ નભની સાથે જ સ્પર્ધા કરે;
આકાશે દ્યુતિતારકો, તવ ઉરે તેવા જ રત્નાકરો :
રેલે રિદ્ધ નદો સમાન અદનું વ્હેળું ય તું અંતરે
સત્કારે અદકો છલાવી હૃદયે સ્નેહોર્મિનો ઊભરો :
ખારાશે જડતા ભરી જગતની તે સર્વ સ્વીકારતો
આનંદે, બદલામહીં જલધરો પીયૂષના પાઠવી
સંતાપો સહુ ઠારતો, રસકસે પ્રાણો પ્રફુલ્લાવતો :
લીલાલ્હેર ફરી વળંત ભુવને સંજીવને વૈભવી.

આવો સિંધુ ! ઉદાર ને અનુપ તું : છે કોણ તારાસમું
માહાત્મ્યે સ્તવનોચિત ત્રિભુવને ? તો યે મને તાહરે
ના એનું અભિમાન લેશ; નમણી આ નમ્રતાને નમું,—
નીચું સર્વથકી ય સ્થાન લઈ તું સત્કાર્ય સેવા કરે !

અર્ચું ઉત્તમ તીર્થ સિંધુ ! તુજને; તું વિશ્વકલ્યાણની
ભવ્યા નમ્ર વિભૂતિ રિદ્ધિ ભુવને રેલાવતી પ્રાણની ! ૧૪

૧૪ · ૬ · ૧૯૩૬

---

૨ : રત્નાકરો, ન્હાનાં મોટાં રત્નોના ઢગલા.
૪ : અરે, વ્હેળિયાને તો તું વિશેષ સત્કારે છે.
૮ : ત્હારે લીધે જ સંજીવન દઈ દઈ વૈભવ પ્રકટાવતી લીલાલ્હેર આખા ભૂમંડળમાં ફરી વળે છે : એનાં કારણ જળધરોનો તું જ ઉત્પાદક.
૧૪ : તું ભવ્ય વળી નમ્ર છે, અને ત્હારી વિનમ્રતા વિશેષ પૂજ્ય છે.

# ૪૫ : મેઘ – ઋણમુક્તિ

સ્રગ્ધરા

પોષ્યો પીયૂષ પાઈ, ખચિત ખલકના ખારથી આપ તોયે;
હૈયે રાખ્યો, હુલાવ્યો હરખભર મને લાડઘેલા તરંગે,
હાલેડાં ગાઈ ગાઈ મુદિત મન મને રંગિયો સ્વપ્નરંગે;
નેહે નિત્યે ન્હવાડ્યો સ્મિતમય શુચિ આનંદનાં શીકરોએ :
ને જે વેળા ચહ્યું મેં ગમન રમણ અર્થે ઊંચાં અંબરોએ
વાયુલ્હરે ચડીને વિલસન કરવા નૃત્યનાદે ઉમંગે,
ત્યારે યે સિંધુરાજે પ્રણયવશ થઇને મને આત્મસંગે
બાંધેલો રાખવાનું ઉચિત નવ ગણ્યું : 'સત્પથે છો જતો એ' :

એવી રીતે મનાવી મન, ગતિ મુજને ઊર્ધ્વ દેવા ઉછાળ્યો.
એવો વાત્સલ્ય કેરો નિધિ ગહન કદી કેમ હુંથી ભુલાયે,
જેના પ્રૌઢા પ્રતાપે ગગનરસતણા રૂપમાં પ્રાણ ઢાળ્યો,
તો હાવે સિંધુકેરૂં વ્રત લઇ ઋણ એ ફેડવા સૌ દિશાએ
ઘૂમું, પીયૂષધારા અવિરત વરસી વિશ્વના તાપ ટાળું :
આપી આપી ભલે હું ખતમ થઈ જઉં, મુક્તિ એમાં જ ભાળું. ૧૪

૩૦ · ૧૧ · ૧૯૩૫

---

૩ : મને – મ્હને મુદિતમને સ્વપ્નરંગોએ રંગ્યો.

# ૪૬ : રજનીને પ્રશ્ન

પૃથ્વી

અલી રજનિ ! ચંદ્રમા વર પસંદ શાને કર્યો ?
કલંકિત અતેજ આપ, પરતેજથી રાજતો,
જણાય રમણીય કિંતુ કદરૂપ સાચે નર્યો;
વળી સતત પીડિત ક્ષયવડે; લવે લાજતો
ન જે અવગણી તને કરત રાજરાણી પદે
નિયુક્ત પ્રિય રોહિણી : ત્રસિત રાહુના ગ્રાસથી
થતો વિકલ વીર્યહીણુ : ધુતિલોકની સંસદે
ન્હતા કંઈ સ્વયંપ્રકાશ નભતારકો, હાસ્યથી
હરંત નયનો અનંત – અવકાશવાસીતણાં,
અપૂર્વ અકલંક, સૌમ્ય વિલસંત તો યે દહી
નિવારત બલિષ્ઠ રાહુગણુ ? રૂપ સોહામણાં
ન્હતાં શું ગુરુ – શુક્ર – મંગળ સમાન કે તેં ચહી
કર્યો વર પસંદ ચંદ, પૃથિવીતણી આણની
તળે રહી પ્રદક્ષિણા કરત મર્ત્ય સંસારની ? ૧૪
૧૫ · ૧૦ · ૧૯૩૫

---

૧૦, ૧૧ : તો પણ બળિયા રાહુગણને બાળી મૂકી નિવારવાને સમર્થ.

# ૪૭ : રજનીનો ઉત્તર

પૃથ્વી

•

ન નિંદ મુજ નાથને, કૃપણ વેણ ઉચ્ચાર મા !
હશે વદન ઊજળાં, વણ કલંક સોહામણાં;
પરંતુ ક્યમ જોગ થાય યદિ પ્રેમનો આતમા
અભેદ રસતંતુએ ઉર ન મેળવે બેતણાં ?

હતા ગગનમાં લસંત નવ લાખ તારામણિ,
અને ગ્રહ અપૂર્વ ગૌરવભર્યા, ન મારે ઉરે
થયો પ્રગટ પ્રેમ : દૂર દિલનાં પરાયાંતણી
પ્રભા પરમ તો ય નેહ નયને ન મારે સ્ફુરે;
હરે ન સ્મિત એમનું મુજ પરંપરા શોકની.

પતિ પ્રિય શશી મને નિકટ અંતરંગે લઈ
પ્રસન્ન પુલકાવતો, અમૃત વેદનાથોકની
પરે પ્રણયથી ઝરી સકલ દુઃખ ગાળી દઈ
મને અજબ સ્વપ્નની રસસમાધિએ સેરવે :
સુભાગ્ય મુજ ચંદ્ર; પ્રાણપતિ એ જ માણુંભવે. ૧૪

૧૫ · ૧૦ · ૧૯૩૫

૨ : વદનઊજળાં નભનિવાસી.
૧૧ : મ્હારા વેદના થોક ઉપર પ્રણયથી સુધા રેડનારો એ જ એક છે.

## ૪૮ : અભીપ્સુ યૌવન

પૃથ્વી

સુરક્ષક પિતા પ્રચંડ ગિરિરાજની છાયમાં
સુમંદ મૃદુ ગાનની લહર માત્રમાં રાચતું,
સ્મિતોજ્જ્વલ મુખે શિલાંગણુ પરે સુખે નાચતું,
ન બાલઝરણું હવે હું શમતું રમી પાયમાં :
હવે હું નદરાજ ઝંખનભર્યા મહાપ્રાણુના
પ્રવાહ ઘુઘવન્ત સાથ અનિરૂદ્ધ આવેગથી
શિલાખડક તોડતો, તરુ ઉખેડતો ટેકથી
ઉભેલ પડછંદ, માનું તટ બંધના, આણુના.

અબંધ ઉભરે ભલે પ્રકૃતિના મળો શ્યામળા,
ન લક્ષ મુજ ત્યાં, ઠરી સકલ એ જશે કાળમાં;
ધસી ભરતીની ઊભી ઉછળતી મહાફાળમાં
પ્રવેશું મુજ સ્વપ્નસિંધુ જહિં હાક દે આકળા.

તહીં પરમ રમ્ય નીલમમયી દ્યુતિસુન્દરી
અસીમ શયનીયમાં લઈ મને સુખે દે ભરી. ૧૪

---

૪ : પાય – પ્રચંડ પિતા ગિરિરાજના પાય.

૭, ૮ : જે પડછંદ (મહાકાય) તરુવર ટેકથી ઉભેલો છે તેને ઉખેડી નાખવા સમર્થ હું હવે છું – નદરાજપ્રવાહ.

૯ : ઉભરે – ઉભરાય, મ્હારી સપાટી ઉપર.

૧૩, ૧૪ : નદરાજપુરુષ; દરિયાનાં ભીતરાઉ પડોમાંની સુંદર નીલદ્યુતિ તેને કવિ દ્યુતિસુંદરી કહી એ પુરુષની પત્ની ગણે છે. નદી તે પત્ની ઉદધિ તે પતિ, એ આપણી કવિપરંપરાના ખૂબ ચવાઈ ગયેલા દંપતીને આ કૃતિમાં ઉલટાવી નાંખેલું છે.

# ૪૯ : સૉનેટ

દીર્ઘ પચાર

અકલથી અકળાઈ કવિતાની કલા કો કિશોર,
ત્રિભંગી અનુપ અંગે લુભાવતી, છંદ નાદે ચડી
વિહાર કરતી દ્યુતિલોકે કવિદૃષ્ટિપથ પડી :
હલમલી ઊઠયું હૈયું; ઊર્મિઓને ચિંતનો ચકોર
કાંત એ કલાને કાજ કાંચન શી કલ્પનાનો દોર
લંબાવે ગગન ગમ : કિંતુ કલાકુમારી ફૂટડી,
લીલાએ લચકી જતી, અધર શું જૂઈ ફૂલ જડી,
મંજુલ નેહલ નેને નચાવત જ્યોતિ – જાદુ ઓર.
"કવિ! મને વરવાના હોય તવ હૃદયે જો કોડ
પુરાણ મહાલયોમાં, સૂણ, પદપાની નહીં ધરું :
ભૂતની છાયાથી ભરી ભીંતો કાળી જોઇ હું તો ડરું;
નિવાસ મારો તો નવ અક્ષર – મંદિર અણજોડ."
કાવ્યશિલ્પી કવિએ ચૌદ – મજલી રચ્યું સુમંદિર
કવિતાકલા કિશોરી આવી ચિર વસી ત્યાં રુચિર. ૧૪

૧૩ · ૬ · ૧૯૩૬

---

૧૩ : કાવ્યશિલ્પી – ચાહે તે સર્જી શકનાર. આ તેમ આ કવિતાઓ-માંના બીજા નવા છંદપ્રયોગો માટે જુવો પ્રવેશક.

---

વળી યૌવનપક્ષે ગિરિરાજ – કુટુંબનો બનેલો સમાજ; સાગર – ભવસાગર; – એમ આ સૉનેટમાંનું વર્ણન બચપણથી માંડીને પૂરો વિકાસ પામતા લગીના યૌવનને લાગુ પડે છે તેટલું જ છેક ન્હાના વ્હેળિયાથી ક્રમે ક્રમે વધીને સગમ આગળ મહાનદરૂપે સનાતન વહી રહેતા નદપ્રવાહને પણ લાગુ પડે છે. આમાંથી નદપ્રવાહને ગૌણ વસ્તુ ગણિયે તો આ કૃતિને યૌવન વિષે અન્યોક્તિ પણ કહી શકાય.

# ૫૦ : પૃથ્વીછંદ*

પૃથ્વી

•

ગભીર ગગનોતણી ગહનતા થકી યે વધુ,
છતાં રમતિયાળ બાલઝરણીતણું લાસ્યને
સલીલ શરમાવતો, કરુણ, શાંત ને હાસ્ય ને
સમુલ્લસતતેજ વીર, મન નંદનારો મધુ–
રસેય બહલાવતો પરમ છંદ સૂતો હતો
તમોજડ દશા મહીં, સકલ શક્યતાઓ ધરી
ઉરે;– અવનિ જેમ ગૂઢ રસચેતનાએ ભરી
જણાય જડ મૂર્છિતાંગ, પણ અંતરે જાગતો
મહા પ્રબલ પ્રાણ રંગ,—સુમુહૂર્ત ઊભા થવા—
–તણું નિરખતો, સહાય શુભ કો પ્રભાવંતની
લઈ શિશુદશામહીં; પણ પછી મહૌજે નવા
સજાઈ વિજયી જવે લહત સિદ્ધિ સાફલ્યની.
પ્રબુદ્ધ વર પૃથ્વીછંદ! બલવંત ભાવ ક્ષમ,
સ્વનંત સત સિંધુરાજ ગરવા, નમસ્તે નમઃ ૧૪

૧૯૩૫

---

*શ્રી. બ. ક. ઠાકોરને કરકમલે નિવેદિત. – કર્તા

ગભીર, શરમાવતો, બહલાવતો, પરમ એ વિશેષણો છે. છંદ જોડે લેવાનાં.
૪ : સમુલ્લસતતેજ : બહુવ્રીહિ સમાસ હોઈ વીરરસનું વિશેષણ છે.
મધુ : વસંતઋતુ, ચૈત્ર માસ. એ ઋતુ. એ માસનો રસ તે શૃંગારરસ.
૮ : છંદ ઉપમેયનું ઉપમાન અવની; ‘જણાય જડ મૂર્છિતાંગ પણ અંતરે જાગતો
મહા પ્રબલ પ્રાણ રંગ” એ બે ઉપમેય ઉપમાન બેયનુ લક્ષણ.
૧૧ : મહૌજ – મહાન ઓજસ્. ૧૪ : સ્વનંત – સ્વંત, ગુંજી રહેતો.

## ૫૧ : બળવંત કવનો

શિખરિણી

•

“દીસે ખાવા ધાતો ખડકપથરે પ્હાડ નરવો;
જવલ્લે કેડી યે ખડબચડ કષ્ટે બહુ મળે;
છળે એને જોતાં હૃદય, પગ તો ત્યાં કયમ પળે ?
વૃથા ત્યાં શું જાવું ? અગમ અતિશે એહ વરવો.”
વદો મા; છાજે કૈં મતિનયન ઉન્મેષ કરવો.
જુવો વૃક્ષો, વેલો લહરત લચેલી ફૂલફળે,
સુણો ધ્યાને ગાનો, ખળખળ ઝરા નિર્મળ જળે
વહેતા આનંદે ખડક ખડકે : શા અનુભવો !

પહાડી પ્રજ્ઞાનાં કવન બલવંતોર્મિ – સરજ્યાં,
બહિર્દૃષ્ટે જોતાં વિષમ, રસ અર્થે અગમ શાં;
ઘટા શોભા કિંતુ પ્રચુર, ઝરણાં યે અમૃત શાં;
રસજ્ઞોએ તો એ લવ નવ તજ્યાં ભાવથી ભજ્યાં.
લઈ જાતી ઊંચે ગગનરસિયા કાવ્ય શિખરે
કળાની કેડીઓ સુલભ યદિ ધી કૈં ધૃતિ ધરે. ૧૪

૧૯૩૬

---

નયન અને મતિનો ઉન્મેષ; મતિનાં નયનનો ઉન્મેષ.
ગગને રસેલા કાવ્યશિખરે ઊંચે લઈ જતી કલાકેડીઓ સુલભ છે જો... ઊંચે કાવ્યશિખરે લઈ જતી કલાકેડીઓ ગગનરસિયાને સુલભ છે જો... એમ બે રીતે અન્વય થઈ શકે. ગગનરસિયાને કેડીઓ ઊંચે લઇ જાય છે અને સુલભ પણ છે, એમે લેવાય.

# ૫૨ : ઊર્ધ્વપંથના યાત્રીને

સ્રગ્ધરા

આમંત્રે છે ચડાવો અમર સરણિએ દોરતા દિવ્ય વ્યોમે :
સોપાને પર્વતોના પદ ધર તવ આરોહણાર્થે અધીરા :
યાત્રી ! આનંદઘેરાં અમિત ગગન, નક્ષત્ર ને સૂર્ય સોમે
શોભીતાં ભવ્ય ભર્ગે, ચિર સમયથી તારી જુવે વાટ, વીરા !
નેત્રો એકાગ્ર તારાં કર વિલસત શૃંગે : ન શૈથિલ્ય–આડે
થાવા દે મંદ કો'દી પ્રગતિ; નવ કદી શ્રાંતિ કેરે નિમિત્તે
વિશ્રામે વેડફાતો અધવચ કહિં યે : ઘોર શા ખીણ–ખાડે
જોજે એફામીમાં તું ગડબડત જતો મોહસંભ્રાંત ચિત્તે.

હૈયે ઊચ્ચાભિલાષા ઝળહળત રહો; વેગ વાધો પદોમાં;
ઓજસ્વી આત્મશક્તિ ત્રિભુવનજયિની લાખ બાધા વિદારો;
ખૂટો ના ધૈર્ય માર્ગે શિર પર વસમી વર્ષતી આફતોમાં.
હારોના હુમલાઓ અડગ હઠવતો આત્મ હારે ન હારો.
શ્રદ્ધા ઊંડાણકેરી અમર, અસિતણી ધાર શા પંથ–અંતે,
સાક્ષી સત્સિદ્ધિની હો અમૃતમય મહાજ્યોતિપુંજે અનંતે. ૧૪

૧ • ૧૧ • ૧૯૩૫

---

ચિત્રકાર શ્રી. કૃષ્ણલાલ ભટ્ટના એક ચિત્રનો કાવ્યાનુવાદ. – કર્તા

# ૫૩ : મોના લીઝા

પૃથ્વી

હતી ન રૂપમાં તું ઉર્વશી, તિલોત્તમા યે નહીં;
પરંતુ હતી અદ્વિતીય નરી મોહિનીથી ભરી;
પ્રભાવમય કાંતિ તારી; ન કળાયું કો'થી જરી
"હતું શું તુજમાં કરંત મન મુગ્ધ જોતાં મહીં."

કલારસિક કોવિદો પણ લવે શક્યા ના કહી,
નહીં ય મન માપનાર તવ મર્મ ખુલ્લું કરી
શક્યા. તું હતી ગૂઢ ભેદભરી, જેમ છે શર્વરી :
હજુય જગની સમક્ષ અણઉકલી તું રહી.

છુપાયલ હતું શું જાદુ તવ ઊજળા ભાલની
પરે તરત રેખમાં? અગર ફેન શા વક્ષમાં?
હતું અલકમાં? અજોડ કરબેલ કે ગાલની
સરોજ સમ રંગની ઝલકમાં? હતું અક્ષિમાં?

સરી અધર ધારથી સ્મિત ચમત્કૃતિ જે જરા,
દબી મહીં છતાંય જોઈ જન થાય કૈં બ્હાવરા.! ૧૪

૧૯૩૫

લીઓનાર્દો દા વિન્ચીના સુપ્રસિદ્ધ તૈલચિત્ર ઉપર આ સોનેટ છે.
મન માપનાર – માનસશાસ્ત્રી, Psychologist.
કરબેલ – (૧) કરવેલ, (૨) કરની બેલડી (જોડી).

# ૫૪: લીઓનાર્દો દા વિન્ચી

પૃથ્વી

અહો! અજબ સુન્દરી! નયન તારકાતેજથી
મનુષ્યમન આંજતી; દીસત રાજરાજેશ્વરી
સમાન વદનપ્રભાવ; સુવિશાલ ભાલે કથી
શકાય નવ એવી રેખ, અવલેહના કૈં કરી
રહી જગતક્ષુદ્રતાની! કરબેલડી શી નરી
સુહે લલિત રૂપમાં! ઉર જરા જરા ઊછળી
ઉછાળી રહ્યું વિશ્વનું હૃદય! સ્કંધને છાવરી
રમંત અલકાવલિ મુખ કને યથા વાદળી
શશી નિકટ. શા ખિડાઈ અધરો કુણા આવરે.
કળાય નહિ એવું ગૂઢ સ્મિત! સર્વ આ શું જશે?
નહીં શું સ્મૃતિ યે રહે સમયને પટે? "કાં નહીં?"
— કહી કુશલ વિન્ચીએ તરત પીંછી લીધી કરે,
અને અજબ કૌતુકે તરલ કાંતિ આણી વશે
કરી અમર રંગરેખમય મોહિનીની મહીં.— ૧૪

૧૩: કૌતુક – વિચક્ષણતા, પ્રતિભા.

# ૫૫ : કુવિવેચકને

વસંતતિલકા

રે કાક, જા ઉકરડે મળ ચૂંથવાને,
તું શોભશે અધિક ત્યાં નિજ કૃષ્ણવાને;
ના થાય પૂતિવદને રસની પરીક્ષા,
છે હંસને જ મળી સત્યવિવેકદીક્ષા. ૪

## ૫૬ : ગુણદૃષ્ટિ

સ્રગ્ધરા

છોને હો ચંદ્રમાની સકલ નયનથી ગુપ્ત નિત્યે રહેતી
બીજી બેડોળ બાજુ, હિમમય મૃતને ઘોર અંધાર–ઘેરી,
ખીલે ના જ્યાં કલાઓ નયન હૃદયહારી નરી સ્નિગ્ધતાની :
મારે તેની પડી શી ? ક્યમ કલુષિત થાઉં વૃથા એ વિચારે ? ૪

આ સામે શુભ્રતાના સરસ સ્ફટિક શી કાંતિ અહ્લાદકારી,
સ્નેહે સીંચી રહેલી અમૃત સકલ સંતાપની શાંતિ જેવાં,
તેને સેવીશ હર્ષે પુલકિત થઇ હું ને બને તો ગ્રહીશ
શ્રી એના સદ્ગુણોની, મુદિત મન વળી ગાન એનાં કરીશ. ૮

૧૯૩૫

# ૫૭ : કવનાતુરને

અનુષ્ટુપ

કાવ્યનું દિવ્ય પંખીડું, કવિ! તું આણવા મથે
ચડીને કલ્પનાઓથી સંચાલિત મનોરથે?
ક્યાં મંદ કલ્પનાઓની ગતિ, ક્યાં તેજની ત્વરા
પંખીની! આ પ્રકારે તું કવિ! ફાળે નહીં જરા.

તર્કની જાળને જોતાં વાર પંખી ઊડી જતું;
એ કો' જ્યોતિતણી ડાળે રસમાળે જ કૂજતું.
કઢંગી ભોંયમાં ઊગ્યાં ઝેરી કાંટાળ ઝાંખરાં
સેવે ના એ: ગમે એને સ્નિગ્ધનંદન ભાવનાં
બસૂરી બૂમ હોયે ત્યાં ન એનું આવવું થતું:
સૂરતાના સરોદોમાં મન એનું મહાલતું.

વાસનાના વિકારોની ઘૃણા એના સ્વભાવને,
પાવિત્ર્યના પ્રદેશો જ આકર્ષે એની આંખને.
અક્ષરો ધામ ના એનું ભલે ગર્વે ગડૂડતા,
અર્થ – અક્ષરતાકેરા એને આવાસ રૂચતા.
બાળ અદૃશ્યનું, એની જન્મભૂમિ અગોચરે;
નિરાનંદ ધરાએ એ રેલવા રસ ઊતરે.

આવે ત્યારે કવિ! એને આત્મકુંજે ઉતારજે,
ને એના સત્યસૂરોનો લહિયો માત્ર તું થજે.
પદ્યનું પાંજરૂં તારૂં એ પંખીડું નહીં ભજે,
અલૌકિક લયે એને રમતું કવિ! મૂકજે.

તારી વાણી રખે આવે આડી એને નિરોધવા;
રાખજે પંખીગાનાર્થે મૌનના માર્ગ મોકળા.
સતેજ શ્રુતિએ નિત્ય વાટ જોતો રહે કવિ!
આવે ત્યારે વધાવી લૈ સૂરતા અર્પજે નવી. ૨૪

૧૯૩૮

●

## ૫૮ : પ્રભુતાનું પંખી

૫૬

•

દૂર – સુદૂરનું અદીઠ નીડ-નિવાસી વિહંગમ,
પ્રેમલ પાંખોની ફૂંકે હુલાવત સ્થાવર જંગમ, ૧
આવ્યું અપાર વિસ્તાર વટાવીને શૂન્યે ખચેલો;
આવ્યું ભેદીને દુર્ગ દિશાનો કાળે રચેલો. ૨
લોભ્યું ન સ્વર્ગસુખે જઈ ઠરવા નંદનખોળે;
ચોભ્યું લવે ન જ્યાં સિંધુ સુધાના ન્હવાડત છોળે. ૩
આવ્યું ઉષાના સોનલ દ્વારની દીપ્તિ ઉઘાડી;
આશાતણા ઉદયાચળે મંગળ પગલીઓ પાડી. ૪
આવ, મોંઘેરા! આવ, મહા મહેમાન અમારા;
સુરજનેણલ! આવ, હસે ઉરપદ્મના ક્યારા. ૫
ભૂપર ઠરવા આવ, હે અદ્‌ભુતરૂપ અનાદિ!
પૃથ્વીના પ્રાણને પાટ સ્થાપ તારી શાશ્વત ગાદી. ૬
સત્યની સુરતાનાં ગાન અકુંઠિત ગા હૃદયંગમ;
મૃત ને અમૃતનો સાધ ચિરંતન ચેતન સંગમ. ૭

આ અમ મોહનો માળો, પ્રવેશ ત્યાં પાવક જેવા;
ભસ્મ કરી એ, મહેલ ખડો કર મુક્તિનો રૂહેવા. ૮
અવનિએ છાયલ આંધી કામનાના કાજળકેરી,
પ્રખર કિરણશરમાર ચલાવીને નાખ વિખેરી. ૯
માટીની જડતાએ ચિન્મય સ્પર્શ કરી ચરણોનો,
પ્રાણ અમર પ્રગટાવ, ટળી જાય ભો મરણોનો. ૧૦
આવ, વિહંગમ ! આવ, આનંદનો અર્ક લઈને;
દુઃખનાં ભાન ભુલાવ ચુંબનિયાં તારાં દઈને. ૧૧
વિષની વિકલતા નિવાર રસાયન શાંતિનાં પાઈ
પામર પૃથ્વીએ લાવ અનંતની ઓજ-વડાઈ. ૧૨
ભૂમી અભદ્ર વિરૂપ, કળાવત કાદવ મેલા,
શિવ શુચિ સુંદરતાના પ્રસાદ તું લાવ વહેલા. ૧૩
વિશ્વ જુવે તવ વાટ કાળોથી અનર્ગળ રોતું
આવ, આશ્વાસન લાવ, લળી લળી આંસુડાં લ્હો તું. ૧૪
આવ, આંજું તને આંખલડીએ ને આંકું આત્માએ :
પ્રભુતાના પંખી ! સ્વીકાર સેવામાં મને તવ પાયે. ૧૫

૧૯૩૫

૯ : માર – મારો; અસ્ત્ર પરંપરા. ૧૨ : ઓજ-વડાઈ – વડાં ઓજસ.

# ૫૯ : પ્રિયા કવિતાને

પૃથ્વી

પ્રિયે ! કવિતસુંદરી ! નિકટ અંતરંગે રહે,
સદૈવ તવ સ્નિગ્ધ દર્શન કરાવ આનંદિની !
નિહાળી મુખ તારું અંતર દ્રવી દ્રવીને વહે,
બની સ્નપિત નેન તારી શિવ કાંતિમાં કોમલા
કૃતાર્થ સમ ઉલ્લસે ગગનતારલા શાં શુચિ !
તું એક મુજ અંતરંગ સહુ જાણનારી સખી !
ન ગુપ્ત તુજથી કશું ય હૃદયે કદી સંઘર્યું,
ન અન્ય કહીં યે જઈ ઉર કદી ય મેં ઠાલવ્યું;
કહે, અનુભવ્યો કદી તુજ સમીપ સંકોચ મેં ?
અનન્ય તવ પ્રીત, ઉજ્જવલ શિખામયી જ્યોત શી
સદૈવ સ્થિર જાગતી, પ્રચલચિત્ત સંસારની
તમોમય નિશામહીં શુભ પ્રકાશ દેતી મને.
તું અંધ મુજ નેનની વિમલ દેખતી તારકા. !
ભયંકર ભવાબ્ધિમાં તું તરણી બની માહરી,
તરંગતુરગે ધસંત તુછકારતી મૃત્યુને;
સરંત સુખ સ્હેલથી ગહન સિંધુની સૂરતા –
તણું મરમ ભેદતી, અમૃત મંત્ર કેરા ધ્વની
ગભીર પડઘાવતી શ્રવણ કેરી તંદ્રામહીં.
વિમુક્ત યમપાશથી કરત સત્ય સાવિત્રી તું. !
સમસ્ત સુખદુ:ખમાં સતત એક તું સંગિની,

---

૧૮ : પડઘાવતી – પડઘમ શા અવાજે સંભળાવે છે.

અચૂક મુજ દુઃખમાં પ્રણયભાગ તું માગતી,
વિષાદ મુજ પ્રાણનો વદનમંદિરે ધારતી,
વ્યથા વિકલ મારી અંતર ઉઘાડીને ઝીલતી,
વદી વચન મીઠડાં સરસ દેતી આશ્વાસનો.
વહંત મુજ અશ્રુધાર તવ અંચલે નીતરે,
વિલાય તવ ફૂલ કુંળું મુજ ઉષ્ણ નિઃશ્વાસથી.
વધેલ મુજ તાપમાં હૃદય તારું કૂદી પડે,
તું ક્ષીણ વિધુલેખ શી કૃશ તપસ્વિની શોભતી.

અને હૃદય મારું જે સમય હૃષ્ટ ભાવે ભર્યું
પ્રસન્ન સુખ – ઊર્મિએ વિલસતું સુહાગી લયે,
સ્મિતે સ્મિત મિલાવતી તું મુજ સંગમાં, તે સમે
સ્ફુરંત તવ નેનમાં પુલકતેજ તારાતણાં;
પ્રહૃષ્ટ ઉરના પ્રલાપમહીં માધુરી ગીતની
અખંડિત વહાવતી, સમયભાન ભૂલાવતી,
અનેરું લઈ બીન સૂરમય સ્વર્ગમંદાકિની
પ્રવાહિત કરી ચિતા – ભસમને ય ઉઠાડતી.
ટળે મુજ શ્રમો સમસ્ત તવ શીળુડી છાયમાં
મળે અજબ તાજગી, અણુ અણુ બળે ઊભરે.

---

૨૮ : વિધુલેખ – ચંદ્રલેખા, બીજની ચંદ્રકલા.
૩૨ : તારી સતે જ કીકીઓનાં પુલક તારા નયનોમાં સ્ફુરી રહે છે.
૩૬ : ચિતા–ભસમ – મરી ગયેલ બાળી મૂકેલની રાખ.
૩૮ : બળે ઊભરે – શક્તિઓ અણુ અણુમાં ઊભરાઈ જાય છે.

અખંડ સહવાસમાં તવ બને ક્ષણો શા દિનો,
વહી સરલ જાય જીવન અસીમની શાંતિમાં.
પ્રવૃત્તિ તુજ કાજ ઉત્સવતણો બને છે ઝરો,
વિરામ તવ નામ, પ્રેમ તવ કામનાસિદ્ધિ સૌ,
હસંત મુખ તાહરે જ મુજ કીર્તિની ચંદ્રિકા,
ગ્રથે વિજયમાળ મારી તવ પુષ્પ સદ્‌ભાવનાં.
રમે તું નયને ન તે સમય દોર રાત્રીતણો
દમે લવ મને, નિશો ઊતરતો નિશાનો જવે,
સૂણી તવ પદધ્વનિ શ્રુતિ સતેજ મારી થતી,
તને અનુસરંત નિત્ય મુજ ચિત્તકેરી રતિ
ન અન્ય કહીં રાચતી તરલ કૈં સ્વભાવે છતાં,
ચિદંબર કરે તું સૌ વિશદ શારદ સ્પર્શથી.

તને પળપળે કને હું બની મુગ્ધ બોલાવતો,
અડોઅડ ઉછંગમાં પ્રણયિની! લઈને તને
કથા મુજ પ્રવૃત્તિની શ્રવણ તાહરે રેડતો :–
તરંગ, કંઈ ઊડણો, હૃદયભાવઉછાળ કૈં,
અપૂર્વ અનુભૂતિઓ સરલતાથી સુણાવતો.
ધરું તુજ સમીપ હું સ્ફટિક જીવનાદર્શને,
પ્રફુલ્લ તહીં તાહરું વદનબિંબ સોહી રહે.
પ્રભાતસમયે કરી પ્રથમ તાહરાં દર્શનો
નવી સપનસૃષ્ટિના અકલ રંગ આલેખતો

---

૫૬ : આદર્શ – આરસી. ૫૯ : નવી – તે રાતે જ પ્રથમ દીઠેલી.

તને મધુર સ્વપ્નસંગિની બનાવીને રાચતો.
તને જ નીરખું ઉષામય ગુલાબના સાજમાં,
સુણાય તવ કંઠસૂર વિહગોતણા વાદ્યમાં;
સુવર્ણમય અંગુલી તવ ઉઘાડતી પદ્મનાં
સહસ્ર દલ તાહરાં લલિત આસનો શોભતાં.
સુગંધભર શ્વાસની લહર તારી ત્યાં જાગતી,
થતું ભ્રમરગુંજને સરસ ગાન તારું સખી!
તને જ રવિરાજના કનકજ્યોતિના આસને
વિરાજિત નિહાળી હર્ષિત બની બની નાચતો;
અને હૃદયપદ્મની મધુરસે ભરી અંજલી
લઈ મલપતે મુખે રવિમિષે તને અર્પતો.

સમસ્ત દિન ચેતનામય પ્રકાશ વર્ષી રવિ
તજી જગ કૃતઘ્ન જાય પળ થોભી અસ્તાચળે,
વિરક્ત મુખ ભેખ ધારણ કરંત સંન્યાસનો.
તું સાંધ્યવદના તહીં વિકલતા ભરી આવતી,
જતી દિવસનાથ પાછળ મનાવવા, પાથરી
સુવર્ણમય રમ્ય અંચળ ધરાતણી ધૂળમાં,
સમસ્ત મુખરંગ વારી જતી, તો ય ના માનતાં
પ્રભાકર અલોપ એક પળમાં થઈ રે જતા!
હતાશ ઉર તું થતી, વદનમ્લાનિ તારી વધે,
વ્યથાની ઘન મૂર્તિ શી તું રવિરાજકેરી રજે
લપાવી મુખ દે, ઢળંત તવ પ્રાણ મૂર્છામહીં;
અને તિમિરસિંધુ ઘોર ઉપરે ફરી રે વળે!

અકથ્ય તવ એ વ્યથાતણી કથા ધ્વને નીંદરે
અને સ્વરવિહીન સૂર રડતા જગે ઊભરે.

નિગૂઢ રજની સમે રભસની નરી પાંખથી
પ્રશાંત ગગને ઊડી નભ અનંતના તારકો –
મહીં પલકતી તને હું નીરખું, મને ઈંગિતે
અસીમ મહીં મ્હાલવા પ્રણયપૂર્ણ બોલાવતી,
સુધાકરતણી સુધાની ભરી શુભ્ર ઝારી લઈ,
પ્રફુલ્લ શુચિ હાસ્યપૂર્ણ વદને ધરાની પરે
અમીરસ તું સીંચતી, સ્નપવતી મને શીકરે;
સુશીતલ અનેરી સ્નિગ્ધ ભરી શાંતિ અંગાંગમાં
અપૂર્વ રસસ્વપ્નના સુખતરંગદોલા પરે
સલીલ વિલસાવતી : અજબ જાદુએ આંજતી
વિમુગ્ધ મુજ લોચનો, વિવશ આંખ મિંચાય ત્યાં
છબી તવ નિહાળું નીલ લસતા ચિદાકાશમાં
વિહાર કરતી હસંત સખી ચંદ્રિકા સાથમાં.

વિમુગ્ધ ઉર તાહરું વન વને ભમે રાચતું,
પ્રસન્ન વનદેવી સાથ હરિયાળીમાં નાચતું;
ધ્વજો ફરફરે જહીં હરિત વૃક્ષ ઉત્તુંગના,
મહા ગગનરાજને પવન નાખતા વીંઝણા;
જહીં કિલકિલાટ કોટિ વિહગોતણા કંઠથી
ઝરી સરલ માધુરી, હૃદયશૈલ ગાળી મહીં
કરંત રસરૂપ; પુષ્પમય પત્રના પુંજમાં

કરે ભ્રમર ગુંજના; મધુર ગંધ નિઃશ્વાસને
વહી પવન જાય ડોલત પ્રમોદના પૂરમાં;
સ્વયં તું મુજ ક્યારીએ હૃદયથી જતી ઊભરી
સુધા સરસ સીંચતી, મૃદુલ ફૂલ ખિલાવતી
સુહંત નવ રંગમાં મધુર ગંધ મ્હેકાવતો
લઈ કુસુમપાંદડી હરિત ઝૂલતા પારણે
બિછાવી શિશુઓ સમા પ્રિય પતંગિયાંને તહીં
સુકોમળ કરે હુલાવત લળી લળી ચૂમતી,
ઉમંગભર હાલુડાં લલિતકંઠ લ્હેકાવતી.

વસંત સખી તાહરી રસિક રમ્ય શૃંગારના
કળાકુશળ હસ્તથી મધુર ગંધથી મ્હેકતી
લઇ કુસુમમંજરી ગૂંથત વેણી તારી પ્રિયે!
સુરંગિત સુગંધી પુષ્પરજ છાંટી તારે મુખે
અવર્ણ્ય રમણીય રૂપકમનીયતા ત્યાં ભરે
સુવર્ણ સહકારમંજરીતણાં મધુ ચૂમતી,
નિકુંજનિલયે વિલોલ રસરંગમાં ડોલતી,
વસંતતણી વેણુ શી યુવતી કોકિલા કોઠથી
અખંડ રસપૂર પંચમ સુરે વહાવી દઈ
તને પ્રિયતમે! ઉરે મુજ નચાવતી હર્ષથી.
ગુલાબી ફૂલરંગની પ્રણયપિચકારી ભરી
ભરી રસની હોરીએ નવ વસંત પ્રાણો પૂરી

૧૧૯ : સહકાર – આંબા. ૧૨૩ : નચાવતીનો કર્તા 'કોકિલા'.

બનેલ મદમત્ત ખેલ સખી! ખેલ તું ફાગમાં,
ધ્વનાવ મુજ કુંજ યૌવન જગાડતા રાગમાં.

અષાઢ ઘન આવતો ગડગડાટથી ગાજતો,
દશે દિશ લસંત લાસ્ય ચપલાતણું વેરતો,
દયાળ જગદેવની કરુણ ધાર વર્ષાવતો.
સુકાયલ ધરાપટે ગિરિ, વનો, નદી ને સરો
પરે વિપુલ પ્રાણની હરિત લ્હેરીઓ લાવતો.
પ્રિયે! તું મુજને તહીં નવ તૃણાંકુરોની પરે
સુવાડી સરિતાતટે મરમરંત લ્હેરી કને,
ભર્યા ગગનગર્ભથી ઝરમરંત ઝાંયો તળે,
સુનીલ ઘન – અંજને નયન આંજી બેભાન શા
મને તું લઈ જાય મેઘમય ગાજતા મંડળે;
સુરેન્દ્રધનુની કમાન પર તીર ધારી મને
અનંત ગગને ઊંચે સરર છોડી દેતી, અને
સ્વયં ચપળ વીજસ્વાંગ ધરી લાસ્યમાં લ્હેકતી,
કટાક્ષ કરુણાતણા ભુવનની પરે ફેંકતી,
ધબાક કરતીક સિંધુહૃદયે ઊંડે ઊતરી
કથા ગુપત બ્હાર કાઢી લઈ આવતી મેઘની :
મહા ગગનધામના પ્રતિનિધિ સમા સિંધુથી
ઊડી, પળ મહીં જ આવી મુજ પાસ આકાશમાં,
રહસ્ય મુજ કાનમાં કથત ભવ્ય એકાંતમાં.

રસાર્દ્ર ઘન કુંજમાં કુસુમ રંગ જ્યાં રેલતાં,
તહીં તપનતાપરક્ષિત સહાસ્ય બે આપણે
વિલાસમય હીંચકે પ્રણયદોર સાહી કરે
ઉમંગભર ઝૂલતાં : અલક તાહરા ઊડતા
હવા લહરીએ; રમંત મૃદુ વાદળી શી લટો
શરીર પુલકાવતાં કરત કૈં મને ચુંબનો;
કપોલ અડતા કપોલ, શિર સ્કંધ મારે ધરી
ઢળે તું, કરવલ્લરી રણુકતી મીઠું કંકણે
વિંટાવી મુજ કંઠમાં—અમર પ્રેમના બંધમાં.
હું યે ઊછળતે ઉરે પ્રણય-અંકમાં તાહરા
ધરી શિર નિમેષહીણ, તવ ચંદ્રની પૂર્ણિમા
નિહાળત રસપ્રદેશ ગમ સ્વપ્નપાંખે સરું,
લપાવી મુજ પાંખમાં વિલસતી કલા તાહરી
સિંચાઇ અધરામૃતે સુખસમાધિમાંહિ ગરું.

નરી કરુણ મૂર્તિ વિશ્વજનદુઃખથી દાઝતી,
વિલાપ સૂણી આર્ત્તના તું ઉરમાં વિંધાઈ જતી,
નિહાળી તનુ ઉષ્ણ અશ્રુ નયનાંબુ નિતારતી,
ગરીબ ઘરમાં ઉતાવળ ભર્યાં પદે તું જતી
લઈ સરસ શાંતિલેપ સહ સ્નેહ-આશ્વાસનો.
દુખે ઢળી પડેલને લળી લળી લઈ ચૂમતી.
તું ગાન કરુણાતણાં પવનલ્હેરીએ પાઠવે,

૧૪૭ : ઘન – ઘેરી છાયાવાળી.

દશે દિશ, સુધાભર્યાં કળશ વિશ્વમાં ઠાલવે;
બિછાવી ઉર કોમળું ભુવનના વિશાળા પટે
અશેષ જગબાલને લઈ રમાડતી વ્હાલથી
બને સકલની તું વત્સલ સ્વભાવની માવડી;
દયામય તું નાવડી વિકલ શોકને સાગરે.

પ્રિયે ! કવિતસુંદરી ! પ્રકટ કલ્પનામૂર્તિ હે !
રહે નિકટ નિત્યજ્યોત બની આત્મને મંદિરે.
વિખૂટી પડતી નહીં, નહિ રીસાઈ જાતી કદી
વિમુગ્ધ મુજ ચિત્ત એક તવ દિવ્ય માયામહીં,
પ્રસન્ન કરવા તને તપ નિષેવું આનંદથી;
ત્વદીય વસનાર્થ શાળ મુજ ચેતનાની સદા
મનોહર વિચારને સરસ ભાવવાણે વણે;
બને પ્રણયકુંજનાં કુસુમ માલિકા તાહરી.

પ્રભાતપટરંગિણી, હૃદયનંદિની, તું ઉષા
સદૈવ ઉદયાચળે જીવનના પ્રફુલ્લાનના
અખંડ શિવ દર્શને, પરમ મંગળે પ્રેરજે,
સુવર્ણમય જ્યોતિની અનુપ સૂરતા અંતરે
અહોનિશ ધ્વનાવજે; અમૃતપૂર્ણ આનંદના

૧૮૧–૩ : જરા ક્લિષ્ટ છે.

પ્રસાદ પ્રકટાવી આત્મમહીં, ભવ્ય ચૈતન્યના
તરંગમય સિંધુઓ હૃદયગાગરે રેલજે.
પ્રિયે ! તું થઇ ઓતપ્રોત મુજ જીવને જા ભળી;
મહા અરવ શૂન્યમાં ય મુજ સંગ રહેજે હળી. ૧૮૯

૧૬ • ૪ • ૧૯૩૩

૧૮૯ : દેહ પડી ગયા પછીની ભૂમિકામાં પણ.

## ૬૦ : વિશ્વદેવ

વસંતતિલકા • ઉપજાતિ

ગેબી વિશાળ નભઘુમ્મટ આસમાની
તારા ત્રિલોકમય મંદિરશીર્ષ શોભે;
તારાતણાં ઝુમ્મર કોટિ ઓપે,
સોહે સુધાકર–દિવાકર દીપ ગોખે.

શ્રીમંદિરાંગણુ ઉષા નવલા ગુલાલે
પૂરે દિનેદિન સુમંગલ સાથિયાઓ,
સંધ્યા સુવર્ણાંચલથી સુરમ્યા
ધ્યાને નિમગ્ન તવ આરતીઓ ઉતારે. ૮

સાતે સમુદ્ર તવ સ્તોત્ર ધ્વનાવતા આ,
ગંભીર ઘોષ ગગને પડછંદ પાડે,
ને વિશ્વગોળા અવકાશ મધ્યે
ઘૂમે અનાહત જપંત સુમંત્ર તારા.

દ્વારો દશે દિશતણાં દિનરાત ખુલ્લાં
રૂહે મંદિરે તવ અખંડ પ્રવેશવાને;
બ્રહ્માંડ ચૌદે તહીં પૂજનાર્થે
આવે નમસ્કૃતિભરી લઈ અંજલિઓ.

ના વર્ણવ્યો તવ જતો મહિમા અમેય,
આશ્ચર્યકારી તવ રૂપ અકલ્પ્ય ન્યારૂં;
અનંતથી યે ગુણ ના ગણાયે
તારા, ન શાશ્વતીતણા ઉરમાં ય માયે.

હું ક્ષુદ્ર માનવ કરૂં તવ અર્ચના શી ?
વાચા અને મતિ જરા મહીં હારી જાતી;
ચાહું બનીને રજ ફૂલકેરી
તારા મહાપદતલે રહું નિત્ય ચોંટી.

---

વિશ્વદેવ – દેવાધિ દેવ.

## ૬૧ : क :

૫૬

નવ નવ ઉષા–વસંતે કોનું સ્મિતમંગળ મ્હેરાય ?
કોની કાંતિના કિરણસૂત્રમાં સૂર્યમાળ પ્રોવાય ?
સંધ્યા કોના સ્નિગ્ધ શાંતિરસમાં થાયે લયલીન ?
કોનું મૌન નિશાને નિલયે બજવે નીરવ બીન ?

કોની તારકતેજસૂચિએ ઘોર તિમિર ભેદાય ?
કોને શ્વાસે નિહારિકાના ઘન ગગને ઘુમરાય ?
અચેતનેથી કોનાં ચેતનબીજ અંકુરિત થાય ?
કોની સુંદરતા હૃદયંગમ રંગ ધરી પમરાય ?

રાગદ્વેષે ઊર્મિલ ભવજલધિએ અનાહત ગાન
કોનો અમરતપ્રેમ ગજાવત દે અવિરત આહ્‌વાન ?
હાસ્યરુદનપટ કોનો રમતો પરમાનંદ અભંગ ?
જીવનમૃત્યુપાંખે વિહરે કોનો અમર વિહંગ ?

દિક્કંદરમાં પડછંદાતું નિગૂઢ કોનું નામ ?
કાળતણે કાળજડે કોનો શાશ્વત છે આરામ ?
મૃત માનવ માટીમાં જાગી ઝળહળ ઝંખનઝાળ
આકુળ વ્યાકુળ કોને માટે ભરે અનંતે ફાળ ?

૧૪ · ૧૧ · ૧૯૩૫

---

૧૩ : પડછંદાતું – પ્રચંડ ગડગડવું; પડઘા ઉપર પડઘાદ્વારા દિશાઓ રૂપ કંદરાઓમાં વ્યાપી જતું. ૧૫ : મૃત – જડ.

## ૬૨ : રજની મહેલે

વસંતતિલકા • અનુષ્ટુપ

કોલાહલો દિવસના ઉધમાતકેરા
સંધ્યાતણા વધત મૌનમહીં શમે છે;
ને શાંતિ સૌમ્ય શુચિ તારકલોકમાંથી
સંતપ્ત વિશ્વપર માર્દવથી ઝમે છે.

અદીઠું કોણ એ આવી અનેરાં અંજનોલતી
ઘેરૂં ઘેન ચડાવે છે ? સ્મૃતિ સંજ્ઞા ઠરી જતી.

જાયે ભુલાઇ વરવા સુખદુઃખના ઘા;
શોકોતણી શમત પાપપરંપરાઓ;
વેરોતણી વિષમતા, દળનાર ચિંતા
લોપાય સૌ વિસ્મૃતિની વધતાં કૃપાઓ.

મૌનની સિદ્ધ ચાવીએ ભીડેલાં દ્વાર ઊઘડે;
અસીમે આત્મપંખીડું પ્રસારી પાંખ ઊપડે.

ઊંચાણના પથ અખંડ ઉજાશવાળા,
દોરી જતા અકલને નિલયે અસંગે;
એકાંતને જ ગણતું નિજ ઊર્ધ્વ સંગી
પંખી પળે પુલકભેર પ્રભા–તરંગે.

વેરી અંધારને ઓથે સ્વયંજ્યોત સખા હસે,
કાળના ઘોર હૈયામાં અમૃતાદધિ ઉલ્લસે;

એવું પળેપળ પ્રતીત થતું સ્વયં ત્યાં;
શ્રદ્ધા કૃતાર્થ થતી ગૂઢ ઋતે ઠરેલી;
માયાંધકાર–બુરખો હળવે ખસેડી
લેતાં લસે છવિ સુધાસ્મિતથી ભરેલી.

નિગૂઢ રાત્રિને મ્હેલે શાંતિ શાશ્વત સુંદરી
તેડે તારકની સેજે મીઠડા મૌનથી ભરી.

નિર્બંધ, નિર્વસન, નીરવ, નિર્વિકલ્પ,
નિત્ય પ્રભાવ પુરૂષ, પ્રભુ પ્રાણ પાટે
જાગી અનંત રસિકેશ્વરરૂપ માણે
આનંદહીંચ અકલંક–મયંક પાટે.

કાળની કંદરાઓમાં એ આનંદવિલાસની
સૂરતા પડછંદાયે — પ્રસાદી રસરાસની.

૧૭ · ૯ · ૧૯૩૫

---

૧૫ : ઊર્ધ્વસંગી – ઊર્ધ્વ માર્ગનું સંગી.
૧૮ : કાળનું ઘોર હૈયું – નિશા(જડતા)નો અંધાર-પ્રાસાદ.
૨૦ : અગમ્ય ઋત ઉપર ઠરેલી શ્રદ્ધા કૃતાર્થ બને છે.
૩૦ : પડછંદાય – પડછંદા પાડે છે, ગાજ્યા જ કરે છે.

## ૬૩ : શિવ : અચેતનમાં વિલીન સ્રષ્ટા*

શાર્દૂલવિક્રીડિત

ઉષ્માહીન કરાલ શૃંગ ગિરિનાં, ને ભવ્ય નિષ્પંદ ત્યાં
રાજંતું મુખ, જેહની ધવલ ને કૈં દાન્ત રેખાવલી
સ્પર્ધામાં ઉતરે અમાપ હિમની આકાશને છેદતી
શ્રેણીસાથ, ટટાર ભીંત સરખી દુઃસાધ્ય આરોહવી.
તેની ઊપર છે જટામય ગિરિ–કલ્પો વણાઈ જઈ
એ નિઃસંગ અમર્ત્ય મસ્તક પરે ત્યાં ભીમ એકાંતમાં
લેતાં રૂપ જટાતણું – પવન જ્યાં નિર્જીવ ચારે દિશે
ને તેથી પણ ઉપરે હદ વિના છે વ્યાપ્ત વિસ્તારમાં.
ભાલે એક વિરાજતી શશિકલા ભૂરી અને ધૂસરી,
લંબાવી કિરણાંગુલી સ્થિર દૂરે ઊજાળતી શૂન્યને.
લાગે કેવું તપઃકઠોર મુખ એ ! શું પૌરૂષે શોભતું !
શાંતિના છળવેશ પાછળ નર્યું સામર્થ્ય સામ્યે ભર્યું !. ૧૨

કિંતુ કોક અનંતમાંથી ઉપની આરક્ત જ્વાળાતણો
હાવે વ્યાપત કંપ, રંગ, હિમના એ રાક્ષસી ખંડમાં;
ને તે સ્તંભિત આનને પ્રસરતો દેખાય; વિસ્તારની
પારાવાર પરંપરા પર થતું એ કેન્દ્ર જ્વાળાતણું.

---

* શ્રી અરવિંદના 'Shiva' એ અંગ્રેજી કાવ્યનો અનુવાદ.
૧૨ : સામ્યે – અપક્ષતાએ.
૧૩ : કોક – કો'ક, કાઈક.

ભાલા જ્યોતિતણા અનાવૃત કરે ઓજસ્વી એ આકૃતિ;
ને ચીરી પડદો રહસ્યપરનો ભંડાર હૈયાતણા
ભારેલા કરતા પ્રકાશિત; નર્યાં હીરાસમા એ ઉરે
સોનાપાત્ર જ્વલંત જીવનતણા હાર્દે ભર્યું ઊઘડે.

સૌનું ઉદ્દ્ભવધામ આ પ્રજળતું, આચ્છન્ન, મૂંગું નર્યું;
એમાંથી જગ જન્મિયાં સહ લઇ સૌ નૃત્ય નક્ષત્રનું;
જાગી જીવનજ્યોતશક્તિ, તલસુ સ્વાનંદસંયોગની,
પ્રેમ પ્રોજ્જવલ બીજરૂપ પ્રગટ્યો જ્વાલાલયેથી જ એ. ૨૪

૨૪ : લય – સમાધિ, તાન.

શ્રી અરવિંદનુ 'Shiva' એ મૂળ કાવ્ય અહિં ટિપ્પણમાં છાપ્યું છે, તે જોતાં અર્થ સ્પષ્ટ થશે.

# SHIVA

(The Inconscient Creator)

A face on the cold dire mountain peaks
Grand and still; its lines white and austere
Match with the unmeasured snowy streaks
Cutting heaven, implacable and sheer.

Above it a mountain of matted hair,
Aeon-coiled on that deathless and lone head
In its solitude huge of lifeless air
Round, above illimitably spread.

A moon ray on the forehead, blue and pale,
Stretched afar its finger of still light
Illumining emptiness stern and male
Mask of peace indifferent in might.

But out from some infinite bourn now came
Over giant snows and the still face
A quiver and colour of crimson flame,
Fire-point in immensities of space.

Ligh–spear–tips revealed the mighty shape,
Tore the secret–veil of the heart's hold;
In that diamond heart the fires undrape,
Living core, a brasier of gold.

This was the closed mute and burning source
Whence were formed the worlds and their star-dance;
Life sprang a self–rapt inconscient Force,
Love, a blazing seed, from that flame-trance.

6 . 11 . 33 SRI AUROBINDO

# ૬૪ : તારી સમીપે જ

મિશ્રજાતિ

•

તારી સમીપે જ રહું સદા હું;
ક્ષણે ય વિચ્છેદ ન થાવ આપણો,
ન મેળની રમ્ય મિંચાવ પાંપણો;
હૈયે રહો હૈયું ગળંત ચાહું.

કોલાહલો જાગ્રતના કઢંગા
બનો કદી ના પડદા જુદાઈના;
સંવાદ ખીલો તહીં યે સગાઈના,
તારી જ માયા મલકો અભંગા.

પહાડ શી ધારણ ગાઢતાની
સુષુપ્તિઓ ઘોર તળે દબાવતી,
તવ પ્રભાવે બનજો પ્રભાવતી
સમાધિઓ સ્નિગ્ધ સમીપતાની.

સ્વપ્નપ્રદેશે તવ કાંતિકેરી
વસંત સૌંદર્યતણાં સુહામણાં,
સુરંગ ધારો સુમનો હસામણાં,
મુદા ભરંતાં મનડે અનેરી. ૧૬

---

૧૪, ૧૬ : વસંત – સ્વપ્નપ્રદેશે ત્હારી કાંતિરૂપ વસંત ઋતુ મનડે અનેરી મુદા ભરંતાં સુહામણાં ને સુરંગો સુમનો ધારણ કરો, ખીલવી રહો.

ને જીવને જે સુખદુઃખ આવે,
ચડો, પડો, ફાંસ વિટંબણાતણી,
બનો ને તે બાધક; તાહરી ભણી
પ્રેરો મને તે ય અખંડભાવે.

વિચારરેખા તવ રૂપધામે
લઇ જજો વક્ર વિમાર્ગને તજી;
રહો સદા સ્નેહસિતારીઓ બજી
ભાવોર્મિઓ એ ઋત સુર સામે.

ને આત્મનું અર્ઘ્ય લઇ અનન્ય
શરીર સેવાર્ચન તાહરૂં કરી
સમીપતામાં તવ નિત્ય રૂહો ઠરી:
સર્વાંગ હો જીવન એમ ધન્ય.

૧૯૩૫

---

૧૮ : ચડો પડો – ચડતીપડતીઓ.
૨૪ : ઋત – પરમ સત્ય. ૨૭ : આ શરીર નિત્ય તારી સમીપતામાં ઠરી રહો.

## ૬૫ : તારૂં નામ

ગુર્જર પયાર

તારૂં નામ અવિરામ રસનાએ રમજો:
નામોચ્ચારે ભક્તિસારે આતમ પ્રણમજો.
શ્વાસે શ્વાસે અપ્રયાસે નામ તારૂં સરજો:
પંચ પ્રાણે થતા ગાણે નામ જ લહરજો.
ઉરસ્પંદમાં આનંદ સ્ફુરો તારા નામનો:
તારૂં નામ સુખારામ હો ઈન્દ્રિય ગ્રામનો.
નામતેજથી સતેજ બનો અંધ લોચનો:
નામ સુરે શ્રુતિ પૂરે આવો મંત્રમોચનો.
રક્તસ્રોતે નામ પોતે અરૂણિમા ધરજો:
રૂંવે રૂંવે નામ ચૂવે વર એ ઉતરજો.
ભાવોલ્લાસમાં વિકાસ તારા નામનો થજો:
સ્મિતજાળે અશ્રુમાળે નામ સૂત્ર બનજો.
કલ્પનાઓ ઊંચે ધાઓ નામ પાંખે ઊડતી,
મહાકાશના પ્રકાશપારાવારે ખૂડતી.
નામરથે ઉષાપથે ચિંતનો અનંતનાં
અવિભાજ્ય દિવ્યરાજ્ય જીતી લો જ્વલંતનાં.

---

૬ : સુખારામ – સુખવાટિકા.
૮ : મોચન મંત્રો – મુક્તિદાયક મંત્રો.
૧૨ : સ્મિતોની ગૂંથણીઓમાં તેમ આંસુની માળાઓમાં.

જાગ્રતિમાં મધુરિમા નામની હો જાગતી:
સ્વપ્ન સ્હેલે મુક્તિ મ્હેલે વીણા હો એ વાગતી.
નિદ્રાભારે જીવ જ્યારે અચેતને ઊતરે,
ત્યાં યે એનાં બંધ નેનાં બંદી નામને કરે.
સ્મૃતિ સેરે નામ લ્હેરે મણિમાલિકા બની
વિસ્મૃતિઓ સમાધિઓ બને નામથી ધની.
નામજલે કાલમલે પ્રફુલ્લે પવિત્રતા:
નામમેહે રણદેહે સ્વર્ગબાગ ખીલતા.
નામ રવે પાપ દ્રવે, પુણ્ય રૂપ પામતું
તારે નામે વિષ વામે, સુધા સુખ જામતું.
તારા નામમાં તમામ "હું" "મારૂં" ગળી જજો
અકલંક શ્રીમયંક ચિદાકાશે ખીલજો.

૨૦ · ૧૧ · ૧૯૩૪

---

૨૦ : બંદી કરે – મીંચેલી આંખોમાં પૂરી રાખે.
૨૨ : ધની – શ્રીમંત.

# ૬૬ : અતિથિ

પદ

ભલે આવ્યા અનંત રાય, આવોજી રંકને બારણે,
રમ્ય આંકો મંગલ-પાય આંકો અભાગીને આંગણે—ભલે૦ ધ્રુવ

નથી સોનું મોતી ઝવેરાત રે!
નથી નંદને ઠરેલ મહોલાત રે!

રજ જે છે અમારૂં રાજ
સર્વ દેશું તે ચરણે આજ
મહારાજ! ધન્ય આપને ઓવારણે—ભલે૦ ૧

પદ ધરજો સંભાળી સુકોમળા રે,
નર્યાં કંકર – કંટકના અહીં ઢગલા,
કુળાં પદ રંગાઓજી ન અમ કારણે—ભલે૦ ૨

છેક નીચી અમારી આ છાપરી રે,
રખે ભરાય ત્યાં તેજ – બાબરી,
લળી લળી પાવન કરો પધરામણે—ભલે૦ ૩

નથી ભવ્ય દ્વાર માત્ર છે બાકોરિયું રે,
કેમ સરશે ત્યાંથી આભ ખોળિયું,
વામન રૂપે કરજો પ્રવેશ બટુબારણે—ભલે૦ ૪

મહીં નથી નાની શી ય દીવડી રે,
ખૂણે ખૂણે ખડકાઇ ઘોર રાતડી,
પધારિયે વદને ધરી સુપ્રભાતને—ભલે૦ ૫

નથી આસન, છે ઢગ ધૂળ – માટડી રે,
તો ય જોતો હતો તમ વાટડી
ચૈતન્યદેવ! આરોહો ધૂળને સિંહાસને—ભલે૦ ૬

૧૮ • ૩ • ૧૯૩૩

---

૩ : બાબરી – બાળકનાં ઝુલ્ફાં. ૬ : માટડી – માટી.

## ૬૭ : સનાતન શિશુ

દીર્ઘ પયાર

સનાતન શિશુ–પ્રભુ કરે લીલા નિજાનંદલીન
અનંત બૃહતતણા આંગણામાં, સુકોમલ પાયે
માંગલ્યની રેખા આંકે, નૂપુરિયાં નાચે નિશદિન
અપૂર્વ સંગીતસૂરે, ચરાચર પુલકે ભરાયે;
દૂધિયાં નિહારિકાનાં લઈ ફીણ કમનીય કરે
અજબ મારીને ફૂંક શીકરોએ છાઈ દે આકાશ;
નવ લાખ તારામણિ રજનીનાં નેન તરવરે,
અંધારાંની આરપાર ગતિ કરે જેમનો પ્રકાશ.
અવનીના અંતરનો રસ લઈ રચે તેનો ચંદ;
કલશ એ અનાદિના અમલ અમૃતે ભરપૂર
ભરી ભરી ઠાલવે ને નિશાઉરે હસતો આનંદ
મનોહર સ્નેહજ્યોત્સ્નાતારે થઈ મુક્ત મૌન સૂર
આહ્‌લાદિત ભુવનોને સ્વપ્નસ્વર્ગસુખે કરે ડૂલ.
કાળના પડદા પરે અવનવાં આંકે ભવચિત્ર,
હ્રદયના રંગ તહીં પૂરે; કદી જણાય જો ભૂલ
ધોઇ નાખે પ્રલયના વારિએ એ; લઇને ખનિત્ર
ખોદી ઊંડાં પાતાલોને અંધકારે કરીને પ્રવેશ,

---

૫ : નિહારિકા – નેબ્યુલા (Nebula).
૧૨ : થઈ મુક્ત મૌન સૂર – મુક્ત (અમર્યાદ) મૌન સૂર બની જઇને.
૧૬ : ખનિત્ર – ખોદવાનાં ઓજાર.

અનંતની રચી સેજ્જા કરે તેમાં ગહન શયન :
સમાધિ–આનંદે પુલકિત થાય મૃત્યુનો પ્રદેશ,
ચૈતન્યજ્યોતિની ગંગાધારાનાં ત્યાં અંકાયે અયન.
દિગ્ગજોને નમાવીને બાળરાજા થતા અસવાર;
કાળકેસરીની માળ ગ્રહી બળે પડાવતા ત્રાડ;
પુષ્કર આવર્તકોને નિચોવીને પીતા તેની ધાર;
લીલાલ્હેરે સુતનુ અંગુલિ પર તોળી લેતા પ્હાડ;
પારાવાર એકાંતના ઊંડાણોનાં વામે લેતા માન;
અખંડિત મૌનપટે ધ્વનાવત અનાહત નાદ;
વા બ્રહ્માંડપિંડ વિષે પ્રવેશીને બાળ–ભગવાન
મૃત રાત્રિને અમૃત જ્યોતિતણો સુણાવતા સાદ.

---

૨૧ : નમાવીને – (૧) માન આપતા કરીને; (૨) માણસ હાથી ઉપર બેસવા ઇચ્છે છે ત્યારે હાથીને ઝુકાવવા(નમાવવા)માં આવે એટલે માણસ ઉપર ચડી જાય છે.

૨૩ : મેઘોમાંના ઉત્તમ પુષ્કર અને આવર્તક એ બેના નામથી તમામ મેઘોને સૂચવ્યા છે. ૨૪ : સુતનુ – અતિકોમલ અને નાજુક.

૨૫ : પોતાની વામો ભરીભરીને તેનું માપ કરી લે છે; તેનો આખો અવકાશ માપી લે છે.

# ૬૮ : ચિતારો

૫૬

•

સુન્દર શાશ્વત ધામે
બેઠો છે એક ચિતારો નિમગ્ન બની નિજ કામે. ધ્રુવ.
કાળનો પડદો દિશાની દિવાલે,
તે પર ચિત્રાલેખન ચાલે.
ભેદ એનો કળવાની મતિ નથી કોઈ કપાલે — સુ૦ ૨
જ્યોતિની ઝલમલ પીંછી અમોલી,
આનંદસિંધુના રંગમાં બોળી,
અસીમ રૂપને સીમામાં સર્જતાં ઊઠતો ડોલી — સુ૦ ૩
અનંતરંગિણી સૃષ્ટિ પ્રકાશે;
તેમહીં પ્રાણ ભરી નિજ શ્વાસે
ચેતનની લહરી એ નચાવત નિત્ય વિલાસે — સુ૦ ૪
નવ નવ ચિત્રપટો અંકાતા,
તાંડવતણખે જીર્ણ હોમાતા,
ચિત્રના શિલ્પીને ચિત્ત તરંગ નવા ઉભરાતા — સુ૦ ૫
અંતિમ સ્વપ્નમાં શું સરજાશે ?
કેવી છબીતણું દર્શન થાશે ?
આપ જ ઉત્તમરૂપ કદાચ તહીં અંકાશે — સુ૦ ૬

૨૧ • ૧ • ૧૯૩૪

# ૬૯ : માછીડો

૫૬

સચરાચરની પારે રે,
અગમ એક ઓવારે રે બેઠો છે માછીડો. ધ્રુવ.

કાળતણી ના ફાળ જાય, ના પહોંચે દિશનો દોર;
આઘે આઘે બેઠો એવો માછી ચિત્તચકોર;
રંગ કહે છે કાળો રે,
ગૂંથી રહ્યો જાળો રે રસતારે માછીડો.
સચ૦ બેઠો છે૦— ૨

હુળાહુળે ભર સિંધુ ગાજતો અહીં અંધારે ઘોર,
મૃત્યુતરંગ કરાળ અફાળત જીવનતટ સહુ કોર
અણદીઠી ત્યાં રસતારી રે.
પાથરતો જાળ ન્યારીરે જુગજુગથી માછીડો.
સચ૦ બેઠો છે૦— ૩

આકુળવ્યાકુળ વિષવારિધિમાં અમરત જળને અર્થ;
દોડી મરતા જીવ, આંધળી જતી મહેનત વ્યર્થ.
પ્રેમજાળે પકડાતા રે
અબુધો ખ્હેલા ગભરાતા રે; મૃદુ મલપે માછીડો.
સચ૦ બેઠો છે૦— ૪

જાળ ભરાતાં વાર માછીડો ખેંચી લેતો બ્હાર,
હરખી હરખી મુક્ત કરંતો જીવોનો સંસાર.
આનંદે એ ઊપાડી રે
દે અમરતમાં સુવાડી રે વ્હાલૂડો માછીડો.
સચ૦ બેઠો છે૦— ૫

૨૧ • ૧ • ૧૯૩૩



## ૭૦ : વેચાતો રાખો

૫૬

વેચાતો રાખો રે મને કોઈ વેચાતો રાખો.
સુધાનો સાગર આખો રે મને કોઈ વેચાતો રાખો—ધ્રુવ૦

નથી હું મૂલમાં માગતો રૂપાં તારકકેરાં
માગું ન સોનાં સૂર્યનાં ઉષારંગ અનેરાં.

ક્ષુદ્ર કણી મૃત માટીની મારા ખોળામાં નાખો;
કાળજૂની દઈ વેદના મને વેચાતો રાખો. વેચાતો૦ ૧

# ૭૧ : ક્યારે ?

અંજની ગીત

ઉદય પામતાં ઉદયાચલ પર
કનકકાંતિએ ઉજ્જ્વલ ભાસ્કર,
ચેતનની ચિનગારી અંબર
અર્પે અવનીને ૧

પણ તવ વદન—ઉષા કલ્યાણી
અંતરમાં ઉઘડી ના જાણી,
—ઘોર તિમિરરજની ઘેરાણી
મુજ જડ જીવનમાં ! ૨

વિશ્વરાત્રિએ તારક ચંદર
ઝમતી જ્યોત્સ્નાઝાંયે સુંદર
સંતાપે આકુલ અવની પર
શિતલ શાંતિ સીંચે. ૩

પણ મુજ જીવનરાત્રિ તિમિરે
તનુ તારક પણ ના પલકારે !
અંતર નીરવ હાહાકારે
પ્રભાવદન પ્રાર્થે. ૪

ક્યારે અંધારાં ઓસરશે,
પ્રભાતવદને તૂંહિ પ્રગટશે,
સોનાચેતનવરો વિતરશે
ઝંખત જીવનને ? ૫

---

કડી ૫ : સોનેરી રંગના પ્રકાશ જેવા ચેતન(આખા ચિત્તંત્ર)ને ઉજ્જાળતા વરો.

કમલ નિમીલિત મુજ આત્માનું
ક્યારે સૂર્યસ્મિત – પ્રભાનું
સુખ ઝીલી ખીલશે, ધરાનું
જીવન ફોરવવા ? ૬



## ૭૨ : મારે હૈયે આવ

શાલિની

મારે હૈયે આવ ! કો ગૂઢ બોલે,
આનંદોમાં જ્યોતિરેખા ગ્રહીને :
કાં આંખો સુદ્ધાંય તારી ન ખોલે ?
ના આવે કાં મારી પાસે ચહીને ?

તારે કાજે દ્વાર મારાં અનંત
ખુલ્લાં છે સર્વે દિશાએ સદાનાં :
ચાહે ત્યાંથી આવ, હે ભાગ્યવંત !
મારે ધામે આભ ના આપદાનાં. ૮

---

૭ : ચાહે ત્યાંથી – તને ગમે તે બારણામાંથી.

જો ત્યાં કેવા દુ:ખદાવો બળે છે
તારાં વાંછેલાં સુખોનાં વનોમાં !
માધુર્યે ત્યાં ઝેર ઝાઝાં ભળે છે,
દૈન્યો ત્યાં દેખાવ દેતાં ધનોમાં.

મૈત્રીના બ્હાના તળે લ્હાણુ થાયે
ત્યાં વેરી-કેરી કટારીતણી જો !
હ્યાં સખ્યોના વાયુ તાજા જ વાયે,
વેરોની હ્યાં થાય ના વાવણી જો ! ૧૬

ત્યાં આશાઓની દગાબાજીઓના
ખેલાય છે દાવ અંધાર-ખૂણે;
હ્યાં તો આશાઓતણી સિદ્ધિઓના
સૂરો ઉલ્લાસી ઉરો નિત્ય સૂણે.

ત્યાંની આંખોએ તમિસ્રા વસે છે,
અંધાપામાં ત્યાં ભ્રમે ઘુમવાનું :
હ્યાં આંખોએ સૂર્યબિંબો લસે છે,
માંગલ્યોને દૃષ્ટિએ ચૂમવાનું. ૨૪

ત્યાં તો માટીમાં જ બંધાઇ રૂહેવું;
છાયા યે ત્યાં મૃત્યુની નિત્ય ડારે :

---

૯, ૧૬ : ત્યાં-તું છે તે સ્થળે; હ્યાં-હું છું તે સ્થળે.

બાથે હ્યાં તો મુક્ત નિઃસીમ લેવું,
કાયા હ્યાંની કાળને તુચ્છકારે.

પીયૂષોના સિંધુઓ હ્યાં તરંગે
ધોળાં ફ્રેને પુણ્યપુષ્પો ઉછાળે;
જીતાયેલા ના કદી જે અનંગે
એવા કૈલાસો અહિં શાંતિ ઢાળે.

આવો, આવો વ્યોમ જેવાં વિરાટ,
સાધો સખ્યો શાશ્વતીનાં અનંતે,
શોભાવો આ વિશ્વસામ્રાજ્ય પાટ,
રેલો રંગો નંદનોની વસંતે.

કલ્પોથી વિચ્છેદ પામેલ મારાં,
આવો, હૈયે લો મને હર્ષઘેલાં;
તોડી નાખી કર્મનાં બંધિયારાં,
ઐશ્વર્યે રાજો અમીનાં બનેલાં.

---

૩૧ : અનંગ – કામદેવ; શૃંગારી વિલાસોમાં.

## ૭૩ : આવીશ, આવીશ.

ગુર્જર પધાર

આવીશ આવીશ તને શોધતો આવીશ હું
સુદૂર સોનેરી તારા ધામમાં :
વેદનાના પારાવાર ભેટમાં લાવીશ હું
છલકાતા જીવનના જામમાં. ટેક

અંતર છોને અપાર
રોધી રહ્યું તારાં દ્વાર,
લોથપોથ શબ પાસે પથ કપાવીશ હું;
પડું નહિ કાયર વિરામમાં. આવીશ૦ ૧

કાળની અઘોર ઝાડી,
દુ:ખના પ્રદેશ પ્હાડી,
અભય પગલે ધૈર્યવંત વટાવીશ હું,
નહીં જઉં આડો ક્યાં બેફામમાં. આવીશ૦ ૨

ધખતાં શોકનાં રણે
મોત જ્યાં ઘડીઓ ગણે,
વારે ધાવા વાદળને નહીં બોલાવીશ હું,
અંગારા નડે ન મુજ કામમાં. આવીશ૦ ૩

નિરાશાના ઊંડા ખાડા
માર્ગમાં પડેલ આડા
અશ્રુઓના ઓઘ કને નહીં પુરાવીશ હું;
મન દૃઢ રાખીશ લગામમાં. આવીશ૦ ૪

જોજનો પરે જોજન,
પતનો પરે પતન;
તોય ખડો થઈ થઈ અંત તો આવીશ હું
સ્વપ્નમાં સ્ફુરંત તારા ધામમાં. આવીશ૦ ૫

લોચને મઢીશ તને,
હૈયાશું જડીશ તને,
જન્મારાના જ્વાળામુખી તહીં શમાવીશ હું
ઝબોળીને તારા સુધામર્મમાં. આવીશ૦ ૬

# ૭૪ : જીવનદીપ

૫૬

•

અંધારામાં આતમડો અથડાય.
કેમે કર્યો મારા કોડિયામાંહી
દીવો ન પેટાવાય.—અંધારામાં૦ ધ્રુવ.

લાખવાને કરી જ્યોત જગાડું ત્યાં
વાયુ ઝેરીલો વાય;
મોંઘામૂલો બાળ દીપક મારો
બાપડો પાછો બુઝાય.—અંધારામાં૦ ૧

ચેતે પળેક કદી મુજ કોડિયું
તેલ તો ખૂટી જાય:
કોડિયે મારે ક્રંદન કાળી
રાત મહીં ઊભરાય.—અંધારામાં૦ ૨

છાના વળી દર-ઊંદર છૂટે ને
છાંટો તેલે પી જાય;
રૂહેવા દિવેટે દિયે નહીં ચોરો,
કોડિયું સુદ્ધાં કોરાય.—અંધારામાં૦ ૩

માટીનું માહરૂં કોડિયું કાચું ને
તેલની ના લવ આય,
જૂઠું એનું હાડ જોતજોતામાં
ધૂળમહીં ઢળી જાય.—અંધારામાં૦ ૪

નાખો પ્રભુ! એને પાવકભઠ્ઠીમાં,
પાકીને એ પલટાય;
ભરો, ભરો પછી અક્ષય એમાં
દેવોનાં ઘૃતની આય.—અંધારામાં૦ ૫

જીવનતંતુ અનંત વણી એની
દિવેટ કોડિયામાંહ્ય;
ચોકીએ ચેતન લોચન જાગ્રત,
ચોરી ન કોથી કરાય.—અંધારામાં૦ ૬

સત્યસૂરજની તેજસળીએ
પેટાવો દીપકરાય:
કાળજૂના અંધકાર હઠીલા
પ્રલીન પળમાં થાય.—અંધારામાં૦ ૭

૧ · ૧૧ · ૧૯૩૪

# ૭૫ : આત્મ વિહંગમ

૫૬

અમે નંદનબાગનિવાસી વિહંગમ, મુક્તિ અમારો માળો,
ઝૂલે તારકકુસુમસુવાસિત સુંદર નીલમની જહીં ડાળો;
ફળ સૂરજસોમ પ્રભામૃત ભરીયાં અનુપમ ભોગ અમારો,
જળ સુરગંગાનાં પાન, નહાવણુ નિહારિકાનાં નારો.

ગેબી મંત્રતણા ઋતસૂર અકુંઠિત કંઠતણાં અમ ગાનો,
નિજાનંદનું નર્તન અમ પુલકાવત વ્યોમવિશાળ વિતાનો:

અમ પાંખ પદ્મરાગરમ્ય અકાળને ઢાળત વિલસત વાયુ;
અમ નયન કિરણનો પ્રતાપ અંધારાનાં અધમ ઓગાળત આયુ ૧

ત્યાંથી કાળવને અમે આવ્યાં, ઝલાયાં દશ દિશ દોરે;
ફળ મોહનાં ખાધાં, ને ચેતન ઘોર નિશામહીં ઘોરે:
પીધાં વિષમય વારિ, ને પીંછાં પાંખનાં ખર્યાં અમ પ્યારાં,
થયાં મૂર્છિત ગાન અનેરાં, થંભ્યાં નવ નર્તન ન્યારાં.

દુ:ખબાંધ્યો દમે દીન માળો કામનાના કર્દમકેરો;
દહે દારૂણુ દવની ઝાળો, ભાગવું ક્યાં? યમનો પહેરો!
એક ઝંખન જૂના જુગનું જાગે ઉરે વારે ને વારે,—
ક્યારે નંદનધામ પમાશે અમૃતના અદીઠ ઓવારે?— ૨

૨૭ • ૧૨ • ૧૯૩૫

---

૪: નારો - જલો. જલના અર્થમાં વપરાતો નારા શબ્દ નારાયણ શબ્દથી પણ પ્રાચીન છે.

# ૭૬ : નાવિક

૫૬

સાગરલ્હેરે સ્વાર થનારો
હું તો નાવિક નાવિક,
વાદળિયા માપત વિસ્તારો
હું તો નાવિક નાવિક.

પ્રમત્ત ઝંઝાવાતો વાયે
ત્યારે શઢની સાથે છાતી –
મારી સાહસથી ફૂલાયે;
ઝંઝાઓ સાથે ઝૂઝનારો
હું તો નાવિક નાવિક.

જ્યારે તુફાન જાગી ઊઠે,
તૂટે વજ્જર માથા ઉપર
ત્યારે મુજ ઉર શૌર્ય વછૂટે;
દે તો પ્હાડોને પડકારો
હું તો નાવિક નાવિક.

ચોગમ મળે ન કોઈ કિનારો,
ત્યારે મધદરિયાને માથે
ઊજળો તણાય તંબૂ મારો :
સીમાબંધન પરહરનારો
હું તો નાવિક નાવિક.

પ્રવાલ મણિ મુક્તા ભંડારો
અગાધ તળમાં ગુપ્ત પડ્યા તે

ઉપર વારસહક છે મારો :
મમતભર્યો નિધિતળ ખૂંદનારો
હું તો નાવિક નાવિક.

મારી આશા ને ઉલ્લાસો
ઊભરી ઊભરી ધવલ ફેનમાં
કરતાં નીલ તરંગે હાસો :
સિદ્ધિ મારો અદીઠ આરો
હું તો નાવિક નાવિક.

જ્વલંત શ્રદ્ધાકેરી હોડી,
લાખ વિચાર કરીને અંતે
મેં તો ભરદરિયાએ છોડી :
હવે ન પાછું ફરી જોનારો
હું તો નાવિક નાવિક.

છોને સિંધુ મૃત્યુના સાજે
કોટિક કાળાં મુખ ઉઘાડી
સામે ધસમસ ઘોઘે ગાજે :
એનો નથી મને ધડકારો
હું તો નાવિક નાવિક.

ધ્રુવની ઉપર હોકાજંતર
અચલ ઠર્યું છે મારું; લેખું ના
પાર વિનાનું લાંબું અંતર :
અનંત સફરોનો કરનારો
હું તો નાવિક નાવિક.

---

૩૮ : ધડકારો – ધારતી.

## ૭૭ : અમૃતના યાત્રીઓ

૫૬

•

સુખદુઃખનાં શિરામણ લઈને વિષમ વિશ્વની વાટે
ધ્રુવ પગલે ચાલ્યા બોલાવત અમૃતસિંધુને ઘાટે. ૧
માથા પરના મેલા ભારા ભોંય ફગાવી દીધા;
હલકા ફૂલ બની હસતે મુખ તીરથના પથ લીધા. ૨
દુગ્ધાઓ સૌ દાટી દીધી પગ હેઠળની ધૂળે,
ચિંતાઓને ચિતા રચી સળગાવી મૂકે પૂળે. ૩
સૂર પ્રલોભનના દશ દિશથી પાર વના ઉભરાયા,
તે ગમ બ્હેરા કાન કરીને સતના સૂરો સ્હાયા. ૪
આશાઓ નૈરાશ્ય ભરેલી મૃગતૃષ્ણા સમ માની;
જડતામાં જકડી લેનારી તજી વિલાસી વાની. ૫
રંગતરંગે પતંગનૃત્યે ચિત્ત કહીંથી રાચે!
ઈન્દ્રનીલમણિકેરી કાંતિ ન જડે જૂઠડે કાચે. ૬
અગન અમરનો પ્રેરત આગે ઠરવાનું ના નામે;
વિપદો વરસે માથે ત્યારે ભરતી આવે હામે. ૭
ગહન તિમિરવન જહીં ગર્જતાં ઘોર સત્ત્વ હિંસાળાં,
પથ પાડે ત્યાં અભય કિરણ અમ બાળી બાધતાં જાળાં. ૮
ખીણો ખેડી ચડતા પ્હાડો, રણ ધખધખતાં તરતા
ભૂખ તરસ ને થાક વનાના ધારણ ધન પરહરતા. ૯
વિદ્યુતતણખે તગત વેગથી અંતર ઊડી જાયે,
રામબાણ શો આત્મા છૂટી લીન લક્ષ્યમાં થાયે. ૧૦

૩ • ૧૧ • ૧૯૩૫

---

૯ : આશા –(૧) દિશા, (૨) કાંઈ કાંઈ ભોગ ભોગવવાની આશા.

# ૭૮ : લાંબી વાટે

પદ

કોણ આવશે રે ભાઈ! લાંબી વાટે કો૦
જીવનમંગળ માણવા માટે લાંબી વાટે કો૦
મૃત્યુના મુખમાંથી અમરતકેરી લાવશે કોણ વધાઇ !
લાંબી વાટે કો૦ —ટેક

સ્નેહબિછાવી સેજ સુંવાળી
તજીને, વિકટ કંટકવાળી
વાટે ગાતાં ગાતાં આનંદ તાળી
કો૦ લાંબી૦ ૧

માનના મોટેરા માંડવા મોડી,
નામતણો વળગાડ વછોડી,
માન ન નામ ન, કોણ ત્યાં દોડી હૈયું હુલાવશે ભાઈ!
કો૦ લાંબી૦ ૨

પ્હાડ ઉભા, ઊંડા ખીણખાડાઓ,
ગાઢાં વન, નદી નીર ધરાઓ
સાગર હોડા, રણલાળાઓ કોણ વટાવશે ભાઇ !
કો૦ લાંબી૦ ૩

પ્રાણના પારવિનાના પોકારો
અખંડ માગત ભોગની ધારો,
તે ગમ કાન બ્હેરા કરનારો કોણ નીકળશે ભાઇ !
કો૦ લાંબી૦ ૪

છળે ને બળે છકેલ બલાઓ
મારત લાલચના લોચાઓ,—

કિરણબાણે કોણ શૂરાઓ વિદારશે ભાઈ!
કો૦ લાંબી૦ ૫

દહાડાના પછાડા, રાતનું ધારણ,
વિઘ્ન વેરી ને થાકનું વારણ,
ગણ્યા વિના કોણ કરી જાગરણ પંથ ટુંકાવશે ભાઈ!
કો૦ લાંબી૦ ૬

સાથી મળે વા મળે ન તો યે
ધારી દિશાએ ધીર પદોએ
અજાણ મારગે, વીર કયો એ શ્રદ્ધાભર્યો જશે ભાઈ!
કો૦ લાંબી૦ ૭

જુગજૂના અંધકારને જંગલે
દુરિતનાં દલ ભીડત દંગલે
મુક્તિએ મંડિત જીવન મંગલે કોણ જશે ધાઈ ધાઈ!
કો૦ લાંબી૦ ૮

૧૯૩૬



## ૭૯ : સેવાવડે

ઉપજાતિ

તારો મહાપ્રેમ લઈશ જીતી
સેવાતણા મૌનભર્યા પ્રભાવે:
નિષ્કામ ને નિર્મમ કર્મપ્રીતિ
એકાંત તારા નહિ શું હલાવે?

તારે પદે મસ્તકને નમાવી
નમાવી તારો મહિમા અનંત
ચૂમી લઈને હૃદયે જમાવી
બનીશ તારા સમ તેજવંત.

તારે પદે તારકશુભ્ર રેણુ;
લોટી તહીં દિવ્ય વિભૂતિ અંગે
ધારી નિવારીશ અસહ્ય મ્હેણું
નિર્માલ્યતાનું વળગેલ સંગે. ૧૨

સેવાશ્રમે જન્મત સ્વેદ ધારે
મંદાકિનીનો મહિમા ભરાશે;
ને કાંતિ જે શોભત અંગતારે
તે મર્ત્ય દેહે મુજ ઊભરાશે.

સેવાતણા શ્વાસમહીં અખંડ
તારો મહાપ્રાણ લઈ બનીશ
સમર્થ એવો, યમના પ્રચંડ
દંડેય કે અક્ષત હું રહીશ.

સેવાતણા તાર લઇ અભંગ
ગૂંથીશ હું આભવિશાળ જાળ :
આનંદનું અદ્‌ભુત ત્યાં વિહંગ
બંદી કરી રાખીશ સર્વકાળ. ૨૪

---

૧૩ : સેવાઓના પરિસ્વેદની ધારા સ્વર્ગંગાના પ્રવાહ જેવી પૂજ્ય અને ગૌરવવાળી બની જશે.

## ૮૦ : શાશ્વત અસંતોષ

અનુષ્ટુપ

કહે છે કોણ કે "પૃથ્વી અમારી આ અભાગણી,
દરિદ્રતા અને દુઃખો વણ અન્ય ન કૈં અહીં;
અહિં તો આંખમાં ખૂંચે અપૂર્ણતાતણી કણી;
ત્યાગી એને જવું યોગ્ય ઊંચા કો સ્વર્ગની મહીં,
સામંજસ્યતણા બાગે સુખપુષ્પો જહીં ખીલે
કદી વિલાયના એવાં, પ્રમોદે મન રંજતાં;
ક્લેશ લેશ નડે ના જ્યાં, અમૃતાનંદ સૌ ઝીલે,
મોજાં જેનાં મહાકાય કાળડુંગર ભંજતાં?"
હશે, છો હોય દેવો ત્યાં એકતાન સુખે મચ્યા:
મને તો મોતના જેવી લાગે એ એકમેવતા.
ભલે પૃથ્વી પરે સર્વ અમે દુઃખદલે ખચ્યા
રહીએ, ચહીએ કિંતુ ન એ સ્વર્ગસુરેખતા.
દેવો સંતુષ્ટ છે માત્ર છે તેનાથી જ; ના અમે
કદીએ પામીએ તોષ,— ભભૂકે અમ અંતરે
અગ્નિ, ઊંચે વધુ ઊંચે તેથી યે પ્રેરતા: રમે
ના ચિત્ત અમ પામીને સિદ્ધિ એક તહીં; ભરે

---

૧૩: 'માત્ર છે તેનાથી જ' દેવોની સાથે તો જાય છે જ; 'અમે'ની સાથે પણ લેવું.

ફાળ તેથી વધુ ઊંચી, વ્યોમની પાર વ્યોમમાં
સોપાનો પર સોપાનો ટેકવી શુભ્ર જ્વાળનાં
ખૂંદીએ ઊર્ધ્વ ઊંડાણો અમે જીવંત જોમમાં :
પ્રવેશી ગૂઢમાં કોરી કાળજાં ઘોર કાળનાં.
એક અજ્ઞાતથી બીજા અજ્ઞાતે જઇએ અમે,
મૌનકેરા મહામંત્રો આકાશોમાં ઉકેલતા;
અમૃતાનંદ જ્યોતિના વિભવો અમને નમે,
રીઝીએ નહિ તેથી યે, સૌ એ પાછળ મેલતા.
અમે તો ચીરયાત્રીઓ અનંત અંતરોતણા,
વૈકુંઠે વિરમીએ ના, મુક્તિનો મોહ ત્યાગતા,
ભુક્તિમાં ન થતા લુબ્ધ, સર્વમાં દેખતા મણા,
અસંતોષતણી આગે રહીએ નિત્ય જાગતા.

૧૯૩૫

---

૧૫ : અગ્નિ પોતે જેટલી ઊંચાઇ લગી ભભૂકે તેથી પણ વધારે ઊંચાઇ લગી અમને પ્રેરે.

# ૮૧ : ઈસુજન્મમહોત્સવે

વસંતતિલકા

•

આજે સુધન્ય દિન : બાળક દિવ્યતાનું
હ્યાં ઝૂલવા ભુવન પારણિયે પધાર્યું.
શોધ્યું ન રાજગૃહ : નિર્ધન ઝૂંપડાનું
સૌભાગ્ય ગૌરવ પ્રભાપગલે વધાર્યું.

પાવિત્ર્યની અનુપ દેહકલી ઘડેલી;
સત્પ્રેમના વદનમાં સ્મિત તારકાનું,
અંગાંગમાં હૃદયહારકતા જડેલી,
ને અંતરે અમર દૈવત દેવતાનું.

પોકારતા જગતણા શુભ આશ-ખોળે
પ્રાર્થેલ સિદ્ધિ સમ આવિયું લાડવાયું;
નેત્રે, ઉરે હુલવવા જગ હર્ષછોળે
ન્હાતું લઈ પ્રણયઅર્ધ્ય અનન્ય ધાયું.

પૃથ્વીતણાં રણ દયાઘનથી છવાયાં;
ચૈતન્યનાં અમૃત નિર્ઝરિયાં અનેરાં;
પાપોતણાં દલ પ્રભાશરથી ઘવાયાં;
કૈં કૈં ગળ્યાં હૃદય શૈલ સમાં નમેરાં

---

૧૩ : દયાઘન – દયાના મેઘ

જ્યાં ફંદનો તહીં મહોત્સવ ઊજવાયા;
ધૂળે ઢળેલ ઠરિયા જઈ આભમાળે;
મેલા થયા વિમલ; સૂર નવા ગવાયા
સંવાદના અણસુણાયલ પૂર્વકાળે.

દેવો ય દિવ્ય મુકુટે શિર જે નવાજે
તેને કઠોર જડસા અમ માનવોનો
સંસાર અંધ ખમકયો નહિ લેશ લાજે
પ્હેરાવતાં મુકુટ કાતિલ કંટકોનો ! ૨૪

ભૂગર્ભથી પ્રગટિયું પ્રભુતાનું બીજ
આનંદનંદન બની અહીં મ્હોરવાને,
આસ્થા વિહીન જગતે પ્રભુની પતીજ
ફોરાવવા — મરણક્રોસ વહોરવાને ! ૨૮

૨૫ · ૧૨ · ૧૯૩૫

---

૨૮ : ક્રોસ – cross.

# ૮૧ : ઇસુજન્મમહોત્સવે

વસંતતિલકા

આજે સુધન્ય દિન : બાળક દિવ્યતાનું
હ્યાં ઝૂલવા ભુવન પારણિયે પધાર્યું.
શોધ્યું ન રાજગૃહ : નિર્ધન ઝૂંપડાનું
સૌભાગ્ય ગૌરવ પ્રભાપગલે વધાર્યું.

પાવિત્ર્યની અનુપ દેહકલી ઘડેલી;
સત્પ્રેમના વદનમાં સ્મિત તારકાનું,
અંગાંગમાં હૃદયહારકતા જડેલી,
ને અંતરે અમર દૈવત દેવતાનું.

પોકારતા જગતણા શુભ આશ-ખોળે
પ્રાર્થેલ સિદ્ધિ સમ આવિયું લાડવાયું;
નેત્રે, ઉરે હુલવવા જગ હર્ષછોળે
ન્હાતું લઈ પ્રણયઅર્ઘ્ય અનન્ય ધાયું.

પૃથ્વીતણાં રણ દયાઘનથી છવાયાં;
ચૈતન્યનાં અમૃત નિર્ઝરિયાં અનેરાં;
પાપોતણાં દલ પ્રભાશરથી ઘવાયાં;
કૈં કૈં ગળ્યાં હૃદય શૈલ સમાં નમેરાં

૧૩ : દયાઘન – દયાના મેઘ

જ્યાં ક્રંદનો તહીં મહોત્સવ ઊજવાયા;
ધૂળે ઢળેલ ઠરિયા જઈ આભમાળે;
મેલા થયા વિમલ; સૂર નવા ગવાયા
સંવાદના અણસુણાયલ પૂર્વકાળે.

દેવો ય દિવ્ય મુકુટે શિર જે નવાજે
તેને કઠોર જડસા અમ માનવોનો
સંસાર અંધ ખમક્યો નહિ લેશ લાજે
પ્હેરાવતાં મુકુટ કાતિલ કંટકોનો! ૨૪

ભૂગર્ભથી પ્રગટિયું પ્રભુતાનું બીજ
આનંદનંદન બની અહીં મ્હોરવાને,
આસ્થા વિહીન જગતે પ્રભુની પતીજ
ફોરાવવા — મરણક્રોસ વહોરવાને! ૨૮

૨૫ · ૧૨ · ૧૯૩૫

---

૨૮ : ક્રોસ – cross.

# ૮૨ : વિજ્ઞાનસૂર્યને

૫૬

અવનીને આંગણે આવો, સૂરજદેવ!
પગલાં સોનાનાં પાડતા જી :
ખંડે ખંડે અડકાઇ રહેલ ઘોર
વેરણ રાતને ભગાડતા જી : અવનીને૦ ટેક

જગનાં ઉતારો ઘેરાં ઘારણઘેન,
વ્હેતાં કરો રાતરૂંધ્યાં ચેતનવ્હેન,
આવો અદીઠ ઓજ–સાજે, સૂરજદેવ!
જ્યોતિનાં જીવન જગાડતા જી : અવનીને૦ ૧

પૃથ્વીના પ્રાણનાં પદ્મો બીડાયેલ
ઢળિયાં છે મ્લાનમુખ, મળથી ખરડાયેલ,
કરૂણા કરે સ્પર્શી ધોઇ, સૂરજદેવ!
આવો પ્રભાએ ઉજાળતા જી : અવનીને૦ ૨

કાળી કબ્બરના જુવો આ થોક થોક
મોહતણી મૂર્છામાં પોઢેલ પાપલોક,
સંજીવનીથી સ્વર્ગીય, સૂરજદેવ!
આવો મૂવાને ઊઠાડતા જી : અવનીને૦ ૩

૧૯૩૬

● વિજ્ઞાન શબ્દ અહીં શ્રીઅરવિંદના વિચારમિનારમાંના પારિભાષિક અર્થમાં લેવો, કેવળ સાયન્સના સામાન્ય અર્થમાં નહીં.

## ૮૩ : ઘનશ્યામ કાં ?

મિશ્રજાતિ

થયા ઘનશ્યામ હશે પ્રભુ કાં ?

ન સૂર્યને તારકમંડળોનો
અંગે ધર્યો ઉજ્જવળ જ્યોતિરંગ,
ગ્રહ્યો નહીં મંગળનોય લાલ,
પીતાંબરે સજ્જ ન તોય પીળો,
ચાહ્યો નહીં સ્વર્ણ પ્રભાતકેરો
સંધ્યાતણો ના ભગવો વિરાગી,
લીલો ન લીધો વનદેવતાનો,
ન ભૂખરો ભૂતળની વિભૂતિનો;
કાં લીધ કાળો જ અપૂર્વ કાયે ? –

શું વિશ્વસંતાપ નિવારવાને
સ્વદેહ ગાળી નિજ પ્રાણ અર્પતા
મેઘોતણું માન વધારવાને,
ને ત્યાગના રાગતણી વસંતો
સ્વાર્થોતણા આક્રમણે વધેલા
વેરાન ખંડે પ્રગટાવવાને,
દેવે વધાર્યો ઘન રંગ કાળો ?

કે વિશ્વના વાસમહીં વસેલાં
ને કામના પોષણથી વધેલાં
પાપો નિવારી શુચિતા વધારી

ભક્તોતણી સર્વ;– પરંતુ ‘બાપડાં
ક્યાં પાપ રહેશે ?’ કહીને દયાથી
નિવાસ દીધો નિજમાં જ એમને
શું રંગ તેથી બદલાઇ કાળો
થયો હશે પાવનકારી દેહનો ?
દિશાતણો દોર લઈ બધાંને
બાંધી વિનાશે ધસડી જનાર
જે કાળ, તેને જઠરે પચાવ્યો :
તેથી જ શું કાજળરંગ કાળનો
અકાળના અંગ પરે છવાયો ?
વા પ્રેમકેરો અવતાર એવી
સ્વાત્માર્પણે નિત્ય મચી રહેલી
રાધાતણી લોચન તારકાની
એકાગ્રતાએ પ્રભુરૂપ ઘેર્યું ?
તેથી શું સૌંદર્ય અનાદિકેરૂં
લેપાઈ તારામણિરંગથી એ
બની ગયું શ્યામ છતાં ય કોટિ
કામો થકી યે અભિરામ આવું ?

આથી જ જો શ્રીધરરંગ કાળો,
તો કાં ન લાગે ઘનશ્યામ વ્હાલો ?

૧૯૩૫

૩૬ : તારામણિ – આંખની કીકીઓ.

## ૮૪ : વિરહવ્યાકુળા રાધા

રાધાનું હૃદય રાડ નાખે ને કઠોર કાળા પ્હાડ
પણ દ્રવી જાય દયાએ :
રાધાનું સૂણી રુદન હૈયાફાટ, રોઇ પડે વનવન
તૃણે આંસડાં ય પથરાયે.
રાધાના આંસુની ધારાએ શ્રાવણભાદરવા ય બિચારા
ગળી ગળીને વહી જાયે :
રાધાના હૈયાની હાયે દિશાઓ ડગુમગુ થઈ જાયે
ચરાચર કંપત કાયે :
રાધાના ઉન્હા નિસાસે ધખી ઊઠે શીતળ નીલ આકાશે
રણો પર આગ છવાયે :
રાધાનું વદન વિલાય તેથી ફૂલડાં કૂમળાં કરમાય
અને ઢળી જાય ધરાએ :
રાધાની પાંડુર કાંતિ નિહાળી ચંદ્રને ઉરે અશાંતિ
ગળે એની સોળ કળા યે.
રાધાનાં નયનનૂર ઊડી ગયાં તારકદેશમાં દૂર
શૂન્યે એનું સ્પંદન થાયે.
રાધાની અલકવેણી પિંખાઇને વાદળીઓ બની એની
ઊડી રહી વ્યાકુલતાએ
રાધાના આત્માના બાગે વસંતો માત્ર અંગારાની જાગે
રૂંવે રૂંવે જ્વાળ જણાયે.
રાધાની અંતરવીણાએ સુણાય સૂર મધુરા ઝીણા
જીવે રાધા આશાની આયે.

# ૮૫ : પ્રેમ

છપ્પો

•

પરમાનંદ પ્રસાદ પ્રેમ! તું હિ મંગલકારી;
જીવનજડતા જળાવતી ચેતન ચિનગારી;
જડી બુટ્ટી તું ઝેર વાળવા જગનાં કાળાં;
વજ્જર ઘણુ તોડતો પાપનાં મ્હાડી તાળાં.
પ્રેમ! પરમ સોપાન તું દિવ્ય દયાની જ્યોતનું,
તિમિરગર્તથી અમૃતમાં પ્હોંચાડત જગ મોતનું. ૧

૧૫ • ૧ • ૧૯૩૬

૬ : મૃત્યુનાં (મર્ત્ય) જગતને અમૃતતામાં પ્હોંચાડે છે.

# ૮૬ : સંતના બે પ્રકાર

સ્રગ્ધરા

•

સંતોના બે પ્રકારો : તરૂવર સરખા કો ઠરી એક ઠામે
ફાલે, ફૂલે, ફળે ને સદય સકળ સંતપ્ત આગંતુકોને
શીળી છાયા, સુગંધી કુસુમિત ઉરની ને ફળો સિદ્ધ મીઠાં
આપે નિષ્કામભાવે, અચલ પદ રહી ધારતી ભૂમિકાએ.
બીજા તે મેઘ જેવા ફરી ફરી દઈને ડૂબકી સિંધુગર્ભે
આણે ત્યાં સંઘરેલા અમૃતરસ અને આભમાળે ચડીને
નાદે આશ્વાસનો દે, અવનિહૃદયને તાવનારાં રણોને
ઠારી પીયૂષધારે મુકુલિત કરવા ઘૂમતા દિગ્દિગંતે. ૮

૩ : સિદ્ધ – પાકાં. ૪ : પોતે અચલ પદધારી ભૂમિકાએ રહીને.

# ૮૭ : સૌંદર્યોપભોગ

અનુષ્ટુપ

તાજાં પ્રફુલ્લ ફૂલે શી ઉલ્લસે મધુમાલતી !
વાયુની લોલ લ્હેરીઓ હીંચોળે બાળ – ફૂલને !

મિશ્રજાતિ

આમોદ આછો પણ મોદકારી
ઝમી રહ્યાં આ સ્મિત ફૂલડાંનાં:
તારાતણા ગુચ્છ સમાન ધીમે
ધીમે ખીલીને શુચિ, હર્ષમંગલે
ક્રમે ક્રમે મંગલ રંગનાં થતાં.

માલિની

કુસુમમય લતાની કાંતિને સ્પર્શવાને
પ્રણયથી કર જાયે તે ભણી, પુષ્પગુચ્છો
પર મૃદુલ ફરે છે અંગુલી સ્નિગ્ધતાથી,
મન કરત સ્પૃહા કે ફૂલડું લાવ ચૂંટું.

અનુષ્ટુપ

ભોગની જડતા ચાહે સૌંદર્ય રગદોળવા :
સ્નેહ કોમલતા "મા ! મા !" હૈયામાં ગૂઢ ઊચરે.

મંદાક્રાંતા

આ બાલૂડાં કુસુમ કુમળાં વલ્લરીમાત – અંકે
આરોહેલાં, – પ્રણયરસના પ્રાણથી પ્રાણવંતાં,

ઉલ્લાસે શાં રમણુ કરતાં, ઝૂલતાં રમ્ય વાતે !
રંગો લીલા નયનપથથી અંતરંગે પ્રવેશે.

અનુષ્ટુપ

વિખૂટાં એમને કેમ પડાયે માતૃ-અંકથી ?
સુમનો ! નહિ હું સ્પર્શું તમને જડ લોભથી.

મિશ્રજાતિ

સાનંદ ઝૂલો, નમણી લતાને
વાત્સલ્યખોળે વિહરો હસંતાં;
આમોદમોદ ઘડિયે ઘડિ ઉચ્છ્વસંતાં,
ડોલાવતાં દર્શનિયે અમોને.

અનુષ્ટુપ

અકલંક તમારાં આ સૌંદર્યો ચૂમું દૃષ્ટિએ :
સ્મિતથી તમ આ મારૂં હૈયું યે તમ શું બનો.

૪ · ૫ · ૧૯૩૩

## ૮૮ : મૃગમુંડક જોઇને

વસંતતિલકા

કોના કઠોર હૃદયે સુકઠોર ઘાએ
પ્રેરી છરી મરણની અહ આ ગળાએ?
અંગાંગ કોમળ, સુકોમળ કૈં સ્વભાવ;
તો યે દ્રવ્યું ન ઉર? કાં ખમક્યો ન ઘાવ?

આ મૂર્ત્ત માર્દવ સમું મૃગલું મઝાનું,
નિર્દોષ બાલ સરલા વનદેવતાનું
કેવું હશે થનગનાટભર્યું રમંતું,
કૂણા તૃણાંકુર અશંક મને ચરંતું!

ઝૂકેલ વૃક્ષ વનનાં, લળતી લતાઓ,
ગાતા વિહંગ, સુરવાહક વાયરાઓ:
આવો સુરમ્ય મધુ મેળ અપૂર્વ જામ્યો
જોયો ન તેં, પુરુષ ઘા ક્યમ રે ઉગામ્યો?

આ ડોક ડોલત મરોડભરી છટાથી
રે હાય! ભિન્ન થઈ ભૂ પર ક્રૂર ઘાથી
જ્યારે પડી રગતમાં તરબોળ થાતી,
તારી ન, નિર્ઘૃણ! લવે ધબકી ય છાતી?

આઘાતથી પશુ, વિહંગ, સરો, નદીઓ
ને વાયુ, વૃક્ષ, કુમળી વનવેલડીઓ,
ગંભીર નીલ નભ ને જડ આમ તો યે
કંપી હશે અવનિ યે અનુકંપનોએ.

કંપ્યો ન હસ્ત તવ મસ્તક લોહિયાળું
લેતાં ? ગળ્યું ન તવ કાળજડું ય કાળું ?
મિંચાઈ આંખ ગઈ ના જળમાં ડબૂકી ?
ઊઠી ન આગ પ્રણયાત્મતણી ભભૂકી ? ૨૪

શ્રેષ્ઠત્વનો, મનુ ! રખે કરતો તું દાવો :
ક્યાં છે ઉરે તવ કહે નવનીતભાવો ?
સ્નેહાર્દ્રતા વણ બને રણ પ્રાણભૂમી :
ત્યાં ઊતરે ન કદી નંદનફૂલચૂમી.

નિષ્કંપ આ નયન, મૂક મુખાકૃતિ આ
દેતાં જણાય ઠપકો : 'ઘટતી કૃતિ આ ?
તું યે ન શું પ્રકૃતિનો શિશુ ? એકરાગે
રહેતો ન કાં અમ બધાં સહ વિશ્વબાગે ?, ૩૨

જો, આત્મ લજ્જિત બની ગહને લપાય;
દિવ્યાંશથી પરુષતા ન સહી શકાય.
જાળ્યોતણાં પડ પરે પડ ગાઢ જામે
રે ! અંતરાત્મ પર નિષ્ઠુર પાપકામે. ૩૬

૨ · ૧૨ · ૧૯૩૫

---

૨૯ : નવનીત – માખણ જેવા સુકોમળ.

૩૫, ૩૬ : નિષ્ઠુર પાપકર્મોથી અંતરાત્મા ઉપર જાળ્યોનાં પડો ને પડો ગાઢ જામી જાય છે. નિષ્ઠુર અને પાપી કર્મોને કર્યા કરનારો માણસ એવાં કર્મોને સામાન્ય કુદરતી અરે અનિવાર્ય અને આવશ્યક જ નહીં સેવારૂપ પણ માનતો થઈ જાય છે.

# ૮૯ : સંગીતવેરણ

મનહર

•

એક દી નવીન વીણા
લઈ કરે સૂર ઝીણા
મન રંજનારા મધુ શાસ્ત્રીએ શરૂ કર્યા;
સૂણતાં એ પાડોશણ
ડોશી સંગીતવેરણ
આંગણે આવીને જોવા લાગી : શાસ્ત્રીજી ડર્યા.
કિંતુ ના દેખાઈ રોષી
આજ જીવકોર ડોશી
આંખો એની એકીટસે વીણાને નિહાળતી;
શાસ્ત્રી ઉલ્લાસમાં આવ્યા
સૂર બહુ બહલાવ્યા,
માન્યું : "ધન્ય જીવકોરે સૂરતામાં મા'લતી!'
પછી જીવકોર કને
જઈને પ્રસન્ન મને
પૂછે : 'માજી! કેવી જમાવટ સૂરની થઈ?'
ડોશી કહે: 'કપાળ તારું!
તૂમડું બગાડયું સારું!
સાત દીનું શાક તારી વીણા આ ખાઈ ગઈ! ૧૨

૧૯૩૬

---

• પ્રાસ ગોઠવણી જોતાં પણ જણાઇ આવે એટલા સારૂ દરેક લીટી–જોડીની છાપવામાં ત્રણ લીટી કરી છે.

## ૯૦ : માતૃભાષા

અનુષ્ટુપ

અતિથિ ભમતો આવે અજાણ્યા દૂર દેશનો
જાત્રાકેરો મહાપંથ જુગોજુગથી કાપતો.

વસંતતિલકા

આવે અહીં અવનિના નવ આંગણુંએ;
આશાભર્યું હૃદય આતુર સાદ પાડે :
ત્યાં માધુરી ભુવનની થઈ મૂર્ત નેહે
સત્કારનાં મલપતે મુખ વેણુ વેરે.

અનુષ્ટુપ

પ્રેમે પૂર્ણ રસાએલા અમીથી પણ મીઠડા
શબ્દો એ માતૃભાષાના પડઘાતા ચિદંબરે.

વસંતતિલકા

આનંદની લહર ચિદ્‌ગગને છવાતી;
આંદોલનો દશદિશાંતર વિસ્તરંતાં;
સર્વે સમે સપન નીંદર જાગૃતિમાં
રોમાંચિંત શ્રુતિ બને સુણી માતૃભાષા.

અનુષ્ટુપ

માનીતી માતૃભાષાને કંઠ ઉત્કંઠ સેવતો,
માનસપદ્મનાં ગુંજાગાન સ્નેહે સમર્પતો.

ઉપજાતિ

કલ્લોલ કાલા મૃદુ બાલ્યકેરા
પંખેરુઓને ય પઢાવનારા,

---

૧૩ : ઉત્કંઠ – અતિ આતુરતાએ.

ને નિર્ઝરોની લસતી લહેરી
પરે સુરો સૌમ્ય નચાવનારા.

અનુષ્ટુપ

ખિલાવ્યા માતૃભાષાએ, વાત્સલ્યે બહલાવિયા;
સ્મિત ને આંસુની સાથે એકરાગી મિલાવિયા.

ઉપજાતિ

કૌમાર્યનો ક્રીડનજન્ય હર્ષ;
શાળા અને શેરીતણાં તુફાનો;
નદી – વને, પર્વત – વ્યોમમાળે
જિજ્ઞાસુ જાતી નવ કલ્પનાઓ;

અનુષ્ટુપ

તેમની રચના રૂડી, મુગ્ધ માધુર્યથી ભરી,
માતૃભાષા બની જાતી, રતુડી શરમે જરી.

વસંતતિલકા

ઉદ્દામ યૌવનસમે નદરેલ જેવા
નિર્બંધ જીવનતણા ગરજંત ગાને
પાડંત ભવ્ય પડઘા ગગને ધ્વનંતા,
જે શક્તિ ઓજસ-ભરી પ્રગટે અજેયા.

અનુષ્ટુપ

તેહની વાહિની થાયે વેગે વણ રુંધાયલી
માતૃભાષા; ગજું ના કો અન્યનું જવ ઝીલવા.

પૃથ્વી

અખંડ સુખદુ:ખચક્ર પર ચાલનારા રથે
ચડી મનુજ જાય જીવનપથે, જગે આંકિયા;
પ્રકાશ – તિમિરોતણા અનુભવો કઠોર ક્રમે
ચહે અગર ના ચહે પણ અચૂક જે સાંપડે;

અનુષ્ટુપ

તેમની ગ્રંથવા માળા ભાવિને કંઠ અર્પવા
સળંગ સૂત્રને સ્થાને માતૃભાષા જ શોભતી.

રથોદ્ધતા

જન્મ મૃત્યુ – વચગાળ ઝૂલતો
આત્મ એકરસ કાળહીંચકે,
દિક્‌પટે પ્રચલ ચિત્રમાલિકા
કૌતુકપ્રિય મને નિહાળતો, ૪૨

અનુષ્ટુપ

એ ચિત્રવર્ણનાર્થે કો વાણી અન્ય સમર્થના;
સબળા માતૃભાષા જ સકળા સિદ્ધિ આપતી.

શાર્દૂલવિક્રીડિત

આશાઓ ઉરની, વિલોલ લસતાં સ્વપ્નો સૂતાં માનસે,
પોકારો મનુપ્રાણના, વિરહ ને સંયોગની વેદના,
ગીતો ઊર્મિલ, કલ્પનોડ્ડયનના આકાશને આંકતા
વિસ્તારો, મહિમા અમેય મનુને આમંત્રતો સર્વદા, ૪૮

અનુષ્ટુપ

એ સૌને દિવ્ય દેનારૂં અક્ષરરૂપ ઊજળું,
ઓજ અનંતનું, માત્ર માતૃભાષા ધરી શકે.

શાર્દૂલવિક્રીડિત

ઉચ્ચારી શુક શીખવ્યાં વચનને ચાતુર્ય છો દાખવે;
થાતું હાર્દ પરંતુ ના પ્રગટ ત્યાં : એ તો વને નિર્જને

---

૫૧ : પોપટિયા પંડિત પરાઈ ભાષા પટપટ બોલી શકે ભલે.

૫૨ : એ તો – એ પોપટ પણ નિર્જન વનમા કુદરતી વાણી વદે છે તેમાં જ અંતરનાં ગાન ગાઈ શકે છે.

રેલાયે નિજગાન અંતરતણું નૈસર્ગિકી વાણીમાં :
તેમે અંતર વ્યક્ત થાય જનનું પોતીકી ભાષામહીં. ૫૪

અનુષ્ટુપ

પરાઈ વાણીમાં પોત માર્યું માનવનું જતું,
માતૃભાષા વિના હૈયું રે બની જાય બોબડું.

રથોદ્ધતા

જન્મપૂર્વ પણ જે ગિરાતણી
અર્થસિદ્ધિ થઈ રક્ત અંતરે
સિદ્ધિ તેહ નિજવાણીવાહને
લબ્ધ થાય, ન પરાઈ વાણમાં. ૬૦

અનુષ્ટુપ

ભાષા ભાષાતણી ભિન્ન ભિન્ન પ્રકૃતિ જાણવી;
સિદ્ધિ સંભવતી સ્હેજે સ્વસ્વભાવાનુસારિણી.

પૃથ્વી

ધરે મનુજ જન્મ ચેતનતણા ચમત્કારથી
ભર્યો સ્વમહિમા અનંત પ્રગટાવવા ભૂ પરે;
બની પ્રબલ કર્મવીર જયમંગલે વાધતો
રચંત અમૃતાક્ષરી અમિત ચિન્મયી જ્યોતની. ૬૬

અનુષ્ટુપ

કર્મને સિદ્ધિ દેનારી શક્તિ મંત્રમયી શિવા,
માતૃભાષાતણે મર્મે મુક્તપ્રાણા વિરાજતી.

---

૫૮ : રક્ત અંતરે – લોહીમાં; જન્મ થતાં પહેલાં ગર્ભાશયમાંથી.
૬૨ : સ્વભાવ – પ્રકૃતિ. ૬૬ : અમૃતાક્ષરી રચતો.
૬૮ : મુક્તપ્રાણા – પૂરેપૂરી સ્વતંત્રતા સહ.

વસંતતિલકા

છે શબ્દબ્રહ્મ ભવસર્જક : વિશ્વગાથા
સાક્ષી પૂરે યુગ યુગાન્તરથી જ્વલંત,
માનું સુધન્ય શ્રુતિ જે પડઘાતણી એ
ઝીલે લવે લહર અક્ષર શક્તિશાળી. ૭૨

અનુષ્ટુપ

ઝીલેલી લહરીઓને વાણીમાં વિલસાવવા
જીવતું જાગતું જંત્ર માતૃભાષા સુહામણી.

સ્રગ્ધરા

જે ભાષા દેહપિંડે અણુઅણુમહીં આંદોલનો લોલ લાવે,
પ્રાણોકેરા પ્રવાહે મુદિત મલપતી ઊર્મિઓને નચાવે
હૈયાકેરી ગુહામાં પ્રતિપળ પડઘા પાડતી પ્રેમકેરા
ઉચ્છ્વાસો માનસે જે પ્રિયદ્યુતિ કમલોને સમર્પે અનેરા :

અનુષ્ટુપ

ભજું તે માતૃભાષાને સેવું એનાં પદો સદા,
ચૈતન્યસિંધુમાં એનું ભરું માધુર્ય મોક્ષદા ! ૮૦

૧૯૩૬



૭૨ : એ ભવસર્જક શબ્દબ્રહ્મના પડઘાની લવ પણ લહરી ઝીલે તે અક્ષર (અવિનાશી) શક્તિસંપન્ન શ્રુતિ શ્રવણશક્તિ)ને સુધન્ય માનું છું.
૭૯ : પદ – (૧) ભાષાને લગતો અર્થ; (૨) પગ.

# ૯૧ : ભારતસ્તવન

અનુષ્ટુપ

નમું ભારત માતા હે! નમું માંગલ્યરૂપિણી!
નમું સૂર્ય પ્રભાસિક્તા વેદગાથાપ્રસારિણી!
અવતારવિભૂતિઓ પ્રભુના દિવ્ય તેજની
તારે અંકે સદા ખેલી તારાં ધામ ઉજાળતી,
વિશ્વને સ્નેહજ્યોતિને પુંજે સ્નાન કરાવતી;
નમું હું ધન્ય ભાગા હે! પ્રભુતા તુજને વરી.
ઉન્નત શીર્ષ મા તારૂં અમલા મુકુટે દીપે,
ભાલે તારે ઉષા નિત્ય કુંકુમે અર્ચના કરે;
સંધ્યા તારે મુખે કાંતિ કાંત કાંચનની ભરે,
આભામંડલ ચંદાનું શોભાવે મુખકાંતિને.
વિશાલ નિર્મલું નીલ નભછત્ર લઈ કરે
સ્વયં દ્યૌદેવી ઝૂકીને મા! તારે મસ્તકે ધરે.
મહાસિંધુ અહોરાત્ર ભક્તિગાન ગજાવતો,
આનંદે ઊછળી તારા પાદ પદ્મ પખાળતો.
સ્વર્ગનાં ઝુમ્મરો તારા મણિકોટિ સ્ફુરાવતાં,
ભવ્ય મંદિરમાં તારા પ્રભા સૌમ્ય નચાવતાં.
સપ્તરંગી કમાનો કૈં ઈન્દ્રકેરા ધનુષ્યની
શોભાવે ગોપુરો તારા માંગલ્ય રેખની સમી.

---

૩ : વિભૂતિઓને અવતાર – સ્વર્ગલોકમાંથી અવની પર આણ, જન્માવ.

શિખાઓ વીજની તારે આંગણે રોશની કરે,
નોબતો મેઘની તારા જયઘોષે ધ્વનિ ઉઠે.
મા તારાં અંગઅંગેથી સ્નેહ કારુણ્ય શાં ઝમે!
નિર્ઝરીને નદીરૂપે પ્રાણને પોષતાં વહે!
ગંગા ને યમુના તે એ, ગોદાવરી, સરસ્વતી,
નર્મદા, સિન્ધુ, કાવેરી પાવિત્ર્ય પ્રસરાવતી.
આર્યોની જલતુંબીએ પ્રત્યક્ષ રૂપ એ થજો.
પુણ્યસ્નાન કરાવીને મલ પાપ નિવારજો!
કમનીય સ્વરૂપા મા! નીલ-અંબર શોભના!
વિશ્વની વંદનીયા મા! નમું હું નમું સર્વદા!
પંચ દિવ્ય વિભૂતિઓ-સત્ય, શ્રદ્ધા, પવિત્રતા,
ભક્તિ સમર્પણે લીના, અભીપ્સા સ્થિર-જ્યોત શી,
વિલસે તવ આત્મામાં પૂર્ણતા પ્રગટાવતી,
પ્રભુની દિવ્ય લીલામાં તાલે તાલે ભળી જતી.
મહાલક્ષ્મીતણી મૂર્તિ નમું ભારત મા! નમું;
તારી વિભૂતિઓ મારા આત્મામાં ઊતરો ચહું.
હૃદયે રમજે માડી! આત્મામાં અંકિતા થજે,
પ્રાણના પ્રાણ જેવી તું જીવને મા! વિરાજજે;
ઢળો દેહ, ઢળો પ્રાણ, અંતરાત્મા ઢળી પડો;
એક અંજલિએ સર્વ અર્ઘ્ય તારે પદે ઢળો.
શક્તિ, ભક્તિ અને જ્ઞાન તારામાં જ કૃતાર્થ હો.
અમોઘ આશિષો તારી નિત્ય મા! વર્ષતી રહો.

## ૯૨ : લોકપ્રકોપ

શિખરિણી

પદો ગર્વે રોપી ભુવનહૃદયે પ્હાડ બળિયા
હશે આજે ઊભા, "અચળ પદ રાખીશું" વદતા
પરંતુ પૃથ્વીની પણ સહનશક્તિ અમિત ના;
જશે એ ખૂટી તો દલિત ઉર દુઃખે પ્રજળતું,
પ્રકોપે કંપંતું અગનપ્રલયો મુક્ત કરશે,
ગળાયેલા જેની મરણમય દાઢે કવલ શા
પચી જાશે પ્હાડો પળમહીં જ પાતાળ-જઠરે. ૭

૧૯૩૫

●

## ૯૩ : બનાવો ને બંદી

શિખરિણી

બનાવો ને બંદી વજરસમ પોલાદપતરે
મઢેલી કોઠીમાં : ખબર બહુ લેજો રજ તહીં
રખે રૂહેતી બારી છટકણુતણી; ચોગમ પછી
પ્રજાળો હોળીઓ ભડ ભડત,-કારામહીં પડ્યાં
મરેલાં શાં પાણી અબલ અતિ કંગાલ ઝબકી
ઊઠે જાગી જીવે, તજી જડ સમાધિ; ગહનનાં
મહાકાળી ગાજી પ્રલયમય નૃત્યે પલકમાં
કરે ચૂરેચૂરા જુલમગર કારા સકલના,
અને મુક્તાનંદે વિલસન કરે કાળ-હૃદયે. ૯

૧૯૩૫

## ૯૪ : કસમયે આંતરકલહ

વસંતતિલકા

•

હે ગ્રીષ્મતપ્ત તરુઓ ઉધમાત આ શો ?
અન્યોન્ય સાથ બથ ઘર્ષણ વર્જ્ય આજે :
કોપાનળે નિજ સ્વયં થઈ ભસ્મ જાશો,
બેસો ઠરી, ન વઢવાડ કવેળ છાજે.

વર્ષા સમે હરખતી હરિયાળી કેરી
લ્હેરાય મ્હેર, રસરિદ્ધિ છલાય ભારે,
ત્યારે નભે છમકલાં; વઢવાડ વેરી
માઠી છતાંય ન વિનાશક થાય ત્યારે. ૮

૧૦ • ૯ • ૧૯૩૫

૮ : માઠી – દુષ્ટ, વર્જ્ય. વઢવાડ ત્યારે પણ ખોટી તો ખરી જ, પણ ત્યારે આટલી ઘાતક તો ન નીવડે.

●

## ૯૫ : સ્વાતંત્ર્યના સૈનિકો

અનુષ્ટુપ

•

પાણીની રેલની પેઠે જાપાની દલ ઊલટ્યું,
ચીનાઈ ભોમના ખ્હાડો સજ્જ એ રોધવા ખડા.

સ્રગ્ધરા

તોપોના ધોધમારે ગડડડ કરતા વર્ષતા કાળગોળા,
માથે જંગી વિમાનો ઘૂરકી ઘૂરકીને ઝેરની છાંટ ઝારે,

ધાણી શી ફૂટી ફૂટી મશિનગનતણી ગોળીઓ મૃત્યુ વેરે,
તો યે નિષ્કંપ ઉભા મુઠી ભર સુભટો રક્ષવા માતૃભૂમિ.

શાર્દૂલવિક્રીડિત

શસ્ત્રાસ્ત્રો વિરલાં છતાં વિરલ ના હૈયા વિષે વીરતા,
વાતો'તો હિમવાયરો ધ્રુવતણો, થીજી જતા સૌ રસો,
ઉષ્મા તો પણ વ્હાલુડા વતનની દે થીજવા રંગ ના,
પ્હાડોને પડખે પહાડ સરખા જોદ્ધા અટંકી અડ્યા.

વસંતતિલકા

માંડી તહીં મરણમસ્તક મોરચાઓ
વેરીતણા વિકટ વેગભર્યા ધસારા
છાતીતણો અડગ કોટ રચી હઠાવે,
'હો ચીનનો જય' ગજાવત સિંહનાદે.

શાલિની

શત્રુસેના ઘેરતી સર્વ બાજુ;
સામગ્રી યે ખૂટવાની અણીએ;
કંથા જેવાં વસ્ત્રને વીંધી વીંધી
ઠંડી ચીરી નાંખતી વિદ્ધ અંગો.

ઉપજાતિ

ન આશ જેવું કંઈ તો ય હામ
હાર્યા વિના દેશતણા દુલારા
સ્વાતંત્ર્ય સન્માન સ્વભોમકેરૂં
વ્હાલું કરી પ્રાણથીએ ઝઝૂમે.

ગુલામીનું જીવન એ જ મોત:
સ્વતંત્રતાને સમરે મળેલું

---

૫ : મશિનગન – machine gun.

જે મોત તે જીવનજ્યોત સાચી
મૃત્યુંજયી, એવું લહી ઝઝૂમે.

પૃથ્વી

પળે પળ પરંતુ આય જતી અંગથી ઓસરી,
ક્ષુધા તરસ થાક ટાઢ બની દુશ્મનો દૂભવે;
ધસંત બમણા બળે અરિબલા, ગડે ગોળીઓ
અગણ્ય સસણાટ સાથ ઉરમાં, પળે પ્રાણિયા.

અનુષ્ટુપ

તોયે તાબે થવાની ના વાતે કો ઉરમાં સ્ફુરે,
પોઢે જોદ્ધા કરી સ્નાન મુક્તિમંગલગંગમાં.

ઉપજાતિ

ખૂટી જવા કાર્તુસ સર્વ આવ્યાં,
ક્રમે ક્રમે મંદ પડ્યા ધડાકા;
ન તોય ચીની મરજીવિયાઓ
તજે જગા, પ્રાણ તજે પ્રતાપી.

શિખરિણી

દબાવીને વ્હાલે અધર પર માટી વતનની
શમે ભૂમાનંદે સુભટ ભવના મૌનનિલયે
વરે મીઠું વીરો મરણ, કટુ જે કાયરમને
ધરા ચીની ધન્યા સ્તવન કરવા યોગ્ય સુતથી.

સ્રગ્ધરા

હાવે તો કિંતુ આવે વધુ વધુ વીફરી શત્રુસેના સવેગ;
તેથી યે વેગવાળો પવન હિમભર્યો કારમો શત્રુથી યે:

---

33 : કારતુસ – Cartridge.

ગોળીઘાથી બચેલા નરવર સઘળા દેખતાંમાં થિજાઈ
જાયે ને સ્તબ્ધ થાયે પથરમૂરતિ શા મોરચાની જગાએ.

રથોદ્ધતા

છેક મૂક થઈ બંદૂકો ગઈ,
ગોળી એક પણ ના વછૂટતી;
હૂમલો કરત શત્રુઓ ધસે:
દૃશ્યથી ચકિત ચિત્ત થાય જો!

અનુષ્ટુપ

મોરચાની જગાઓએ શિલ્પમૂર્તિ સમાન ત્યાં,
શોભતા પેંતરાધારી ચીની સ્વાતંત્ર્યસૈનિકો
તાકેલી બંદુકો ખાલી, ટેકવેલ ખભે દૃઢ;
ઘોડાએ આંગળી થીજી, થીજી આંખ નિશાન પે.

પૃથ્વી

સમસ્ત અરિ 'ધન્ય ધન્ય' સહુસા પુકારી ઊઠે,
નમાવી નિજ બંદૂકો નત શિરે સલામી ભરે:
ખરે! કદર વીર માત્ર કરી વીરકેરી શકે!
લડે મરણુસાથ માત્ર, ભડ વીર તો ભાઇઓ.

શિખરિણી

ધસ્યો લ્હેરાવંતો ખબર હિમવાયુ ઘર ભણી;
નથી જ્યાં ત્યાં હૈયાં, જ્વલિત થઇ ઉઠ્યાં વતનના
મહા પ્રેમે, યજ્ઞે શુભ હવિ થવાને ઊછળિયાં:
શહીદોને પ્રાણે સ્મિત કરત સ્વાતંત્ર્યકમલા.

૧૫ · ૬ · ૧૯૩૬

૬૦ : સ્વાતંત્ર્યકમલા – સ્વતંત્રતાશ્રી.

# ૯૬ : રાજર્ષિ શિવાજી

ગીતિ

સાંકેતિક આગમને શિવશિવગણુના દૃઢ ગઢ કલ્યાણે,
સહસા આપ જ જાણે ઉઘડ્યાં કલ્યાણદ્વાર શુભ ટાણે.

અનુષ્ટુપ

રૂદ્રમૂર્તિ શિવાજીના ભેરીના નાદને સૂણી,
ભીત સૂબો ગયો ભાગી પાછલા ગઢદ્વારથી.
ધર્મનો ભગવો ઝંડો બુરજે બુરજે ચડયો;
જયનાદ શિવાજીનો પ્હાડને થથરાવતો.
વરતી આર્યતાકેરી આણુ સર્વત્ર શાંતિદા;
અનાર્ય મદમાલિન્ય વિલીન પળમાં થયાં.
પુરસુંદરીઓ ગાયે હર્ષે મંગલ ગીતડાં,
લચાવે પુષ્પને હારે શિવકંઠ સુહામણા.
મંદિરે મંદિરે ઘંટ કરે આનંદઘોષણા,
દીપાવલિ મનોહારી ઘેર ઘેર ભરે પ્રભા.
આર્યોની પુણ્યલક્ષ્મીને પરહસ્તથી છોડવી
ભક્તિપૂર્ણ શિવાજીએ વંદી માને લળી લળી.
વિજેતાને લલાટે ત્યાં ભાગ્યનાં તિલકો થયાં
આશીર્વાદ અનેરા કૈં અંતરીક્ષથી ઊતર્યા.

વસંતતિલકા

પુણ્યપ્રકોપમય સૈન્ય શિવાજીકેરૂં,
સાક્ષાત્ પ્રભાવી શુભ રક્ષણ આર્યતાનું,
તેજસ્વી હસ્ત અસિઅસ્ત્ર ધરી, સમસ્ત
શત્રુસમૂહબલગર્વ કરે નિરસ્ત.

અનુષ્ટુપ

સૂબો ગઢતણો નાઠો એકલો જીવને લઈ,
કુટુંબકુલ આખું યે નિરાધાર તજી દઈ,
એનો મહેલ ઘેરી લે મહારાષ્ટ્રીય ટૂકડી,
અંતઃપુરથી લાધે છે મુગ્ધા કો વધૂ ફૂટડી.
અંગે અંગ ભર્યાં સોહે લાવણ્યપુષ્પપુંજથી
કલામૂર્તિ સમી કાયા લલિતા ચિત્ત હર્ષિણી.
પારધીજાળમાં જાણે કપોતી, તેમ કંપતી,
રૂપની કરતી નિંદા હૃદયે પ્રભુ પ્રાર્થતી.
મુખે મ્લાનિ છવાયેલી ને વેણી વિખરાયલી
સલજ્જ ઢળી ચૂવે છે આંખડી પદ્મપાંખડી –
પગલી પડતી નિત્ય જે મુલાયમ બિસ્તરે,
શેરીમે કાંકરે આજે ઘવાઈ રક્ત એ ઝરે.
વિકારી દૃષ્ટિપાતોથી રક્ષાયેલ સદૈવ જે
તે ગ્રામ્યજનદૃષ્ટિએ ગભરુ ગુંગળી મરે.
મર્યાદા લોપતા મા, હે વીરો ધર્મધુરંધરો!
અકલંક શિવાજીને કલંકિત રખે કરો!

મિશ્રઉપજાતિ

શિવાજી આજે દરબારને ગઢે
વિરાજતા ધર્મતણા સિંહાસને;
મંત્રી અને સૈનિક યૂથપાલકો
હજૂર છે રાષ્ટ્રિયધર્મરક્ષકો.

અનુષ્ટુપ

વિજયોત્સવઉત્સાહે સર્વના પ્રાણ ઊભરે,
સૌમ્ય શાંતિ શિવાજીને વદને ઊજળી લસે.

મંદાક્રાંતા

એવે આશા ધરી હૃદયમાં ચંદ્રકો પામવાની
આવ્યો સેનાપતિ અનુપમા સુંદરીને લઈને :
બોલ્યો જોડી કર ઉભય, "શ્રીકંઠ આ રત્ન શોભે
કલ્યાણે આ અધિકતર કલ્યાણતેજે સુહાતું.

અનુષ્ટુપ

સૌંદર્યલતિકા જાણે સભામંડપમાં ઊગી,
તેમ સર્વાંગ સંકોચી નતનેના વધૂ ઊભી.

દ્રુતવિલંબિત

ચરણ કંપિત થાય સુકોમળા,
હૃદયમાં ફડકાર ભર્યા નર્યા,
નયન નીતરતાં ભયવિહ્વળાં
વદન છાયલ શ્યામલ વાદળાં.

અનુષ્ટુપ

'શી રીતે વ્રત ને શીલ રક્ષવાં ?' એ જ ભાવના;
હૃદયે "દે સમાવી, હે ધરામા !" એ જ પ્રાર્થના.

વસંતતિલકા

રાજર્ષિની વિશદ સૌમ્ય અપાપ દૃષ્ટિ
સૌંદર્યપુંજ પર કૈં ઠરી અર્ધમીંચી;
લાવણ્યની સુભગ મૂર્ત કલાલતાને
અર્ચંત આર્દ્ર બનીને અપરાધભાવે.

અનુષ્ટુપ

સમીપસ્થ વદ્યો એક, "ધન્ય લાવણ્યની કલા !
સંગ્રહો દેવ ! આ લક્ષ્મી સૌભાગ્યે દીધ મંગલા." ૬૦

મિશ્રઉપજાતિ

સૂણી શિવાજી અપ્રસન્ન ભાવે
વદ્યા, "ન ઉક્તિ ઉચિતા અશિષ્ટા,
વીરો ખરા સંયમશૂર હોય.
પવિત્રતાનાં વ્રત પૂર્ણ પાળતા.

સૌંદર્ય તો પુણ્યતણો પ્રસાદ,
ને વાસનાઓ પશુભાવ માત્ર:
આર્યોતણી લક્ષ્મી પવિત્રતા છે,
છે પૂજવાનાં વ્રત આપણાંએ.

માલિની

કલુષ કદી કુદષ્ટિ લોચનેથી ઝરો મા;
ઉરમહીં કદી ઊર્મિ કાલિમાની ઊઠો મા;
નહિ નહિ કદી પ્રાણે પૂતિ પંકો પ્રવેશો;
ભુવનભર બધાં છે રૂપ શ્રી અંબિકાનાં.

મિશ્રજાતિ

અંબા ભવાની પ્રતિસુંદરી માં
માનું પ.વત્ર મુખ એ વદને જણાયે.
નારી સ્વરૂપે ભવમાત પોતે
માયા – વિલાસ કરતાં જગમંદિરોમાં.

અનુષ્ટુપ

સૌંદર્યદર્શનો સિદ્ધિ અખંડ તપયોગની;
સત્ય સૌંદર્યની ચાવી આનંદદ્વાર ખોલતી.
"સૌંદર્યનાં મહાદેવી! ભય મા ધરતાં તમે,
પ્રસન્ન ભાવ ધારીને ક્ષમાદાન દિયો મને." ૮૦

અકલંક મુખેન્દુના દર્શને આજ અંતરે
અભિલાષોર્મિ ઊઠે છે સ્વપ્નરંગ સરોવરે:–

વસંતતિલકા

"આવાં મનોહર સુધાકર કાંતિધારી
જો હોત માત જનની મુજ સ્નેહધાત્રી,
તો અંગ અંગ મુજ સુંદર હોત કેવું,
લાવણ્યની પરમ પુણ્યપ્રભા, ભરેલું!"

અનુષ્ટુપ

સામંતો! રથને જોડો, સુવર્ણાભરણો ભરી,
માજીને સુખશાંતિમાં સ્વસ્થાને પ્હોંચતાં કરો. ૮૮



## ૯૭ : સફળ જાત્રા

બંગાળી પયાર

કાશીધામ પૂરું કરી લઈ ગંગાજળ
રામેશ્વર ચડાવવા ચાલિયા સકળ.
અંગારા વરસાવતો આકરો ઊનાળો;
ધૂળ ધખધખ કરે, ધરા કાઢે ઝાળો.
હરિનામઘોષ સાથે સંઘ ચાલ્યો જાય
ત્યાં ધખેલી ધૂળમાં કો ગર્દભ જણાય.
તરસે તરફડતો રોકી પથપાટી
પડેલો, જીભડી બ્હાર, આંખો જતી ફાટી.

હરિજનો કરુણાથી બોલી ‘હરિ હરિ’
ઉતાવળા ચાલ્યા આગે સ્થળ પરહરી.
દૃશ્યથી દુઃખિત ભાવે જન એક તહીં
ગંગાજળ ખાલી કરે ખરમુખમહીં.
જળપાને આય આવી; ખર ઉભો થાય,
નેને મૂગી આશિષ દઇને ચાલ્યો જાય.
જાત્રાળુઓ જોઇને આ મૂર્ખતાનું કામ
ઠેકડી કરવા લાગ્યા વ્યંગ્યમાં તમામ.
એક ડાહ્યો આવી વદ્યો મૂર્ખ! ગંગાજળ
બગાડયું તેં, ફેરો તારો જશે રે અફળ!
હવે રામેશ્વર જઈ શાનો અભિષેક
કરીશ? ગધેડા જેવું કર્યું તેં તો છેક.
ગધેડાનો પ્રાણદાતા કહે જોડી કર,
“નેત્રજળે ન્હવાડીશ પ્રભુ રામેશ્વર.”

૨૨ · ૩ · ૧૯૩૩

# ૯૮ : જન્મદિન

શાર્દૂલવિક્રીડિત

અંધારા અણુજાણ ઘોર ગહને હું ગૂંગળાયો ઘણો,
રુંધાયેલ ગળે કરંત અરવા આર્ત્તિભરી પ્રાર્થના.
અંતે એ ફલિતા થઇ : પ્રણયના હૂંફાળ હૈયાતણો
લા'વો વત્સલ માત દે અનુપમા આનંદફુલ્લાનના.

ઉપજાતિ

પ્રકાશ દીઠો પૃથિવી પરે મેં;
ઉષાતણી બેલ નિહાળી રમ્ય :
પ્રાચી વિષે એક હસંત હેમે,
બીજી મુખે માતતણા સુગમ્ય.

વસંતતિલકા

કૈં કાળનાં અસહ કષ્ટ વિટંબણાઓ
ભૂલી ગયો ક્ષણમહીં મધુ માતખોળે;
આશ્ચર્યથી છલકતી સઘળી દિશાઓ
મેં જોઈ મુગ્ધ નયને ભીંજી હર્ષછોળે. ૧૨

સ્રગ્ધરા

ઊંચે આકાશ ઘેરું લસબસ કરતા નીલમોએ મઢેલું,
કોટિ જ્યોતિર્ગણોના કિરણ કરત ક્રીડા વિમુક્તચ્છટાએ.
પૃથ્વીના પુણ્યપાને થનગન કરતા પ્રાણરંગે બઢેલું
દેખા દે ચિત્ર સ્વપ્નું : અકલનું ? નહિ મારું જ એ તો જણાયે.

---

૨ : અરવા – મૂગી. ૬ : બેલ – બેલડી. ૧૦ : મધુ – મિષ્ટ.

શાલિની • સ્રગ્ધરા

આનંદે કૈં ઝૂલતાં વૃક્ષ વેલી,
પંખી ઝંખાગાન આલાપનારાં,
પ્રાણીઓનો મોદ માણંત મેળો,
ને તે મધ્યે નિરાળા મનુજ, ગગનને વામથી માપનારા.

અનુષ્ટુપ

જોયું, જોયા કરું જાણે એવું મમત્વ ઊપજ્યું;
ઉજ્જ્વલ અભિલાષાનું હૈયું લીલાંગણું બન્યું.

મંદાક્રાંતા

'પૃથ્વીપાટે હક અસલનો માહરો માનવીનો'
એ સંસ્કાર પ્રગટ ઉરપાને પડ્યો પ્રેરનારો:
પૃથ્વી તો શું? ગહન ગગને રાજતા રાજવીનો
તાજે મારો, અમર લસતી રિદ્ધિઓ વેરનારો.

શાર્દૂલવિક્રીડિત

માનાં નેન હકાર મૂક ભણતાં હેતે મને નીરખે;
તાજા વાયુતરંગથી મુજ મને ઊંચા તરંગો ચડે;
રાતે તારક સ્વપ્નના સદનમાં મંત્રાક્ષરોએ લખે
સૂતા માનવનો અમાપ મહિમા આકાશને ચોપડે.

વંશસ્થ

યુગાંતરોનાં તપ માનવે કરી
લભેલ લાખો પુરુષાર્થ સિદ્ધિઓ;

---

૧૮ : ઝંખાગાન – પ્રથમ કાને પડતાં જે ગાન સાંભળવાને આપણે ફરી ફરીને ઝંખીયે તે ઝંખાગાન.
૨૪ : ૭૨ના પાના ઉપર. ૨૬ : તાજે – મુકુટ પણ.

બધીથી એ મેં નિધિ ભાગ્યનો ભરી
ચહી નવી ભાવિ પ્રજાર્થ રિદ્ધિઓ.

પૃથ્વી

અખંડ ઉરમંથનો નવલ મંગલે ખીલતાં;
ભવાબ્ધિપટ પે તરંગ સુખદુઃખના, તે પરે
સલીલ સરતાં બધાં સપન માહરાં ઝીલતાં
લસંત શુભ મોતીઆંચ ઊછળંત રત્નાકરે.

વમંત વિષ કાળફૂંક, પણ રૂહે ઉરે જાગતી
સ્મૃતિ પ્રથમની અખંડ અણબૂઝ કો જ્યોત શી :
ચડું પડું, સિતાર આશતણી ઉલ્લસી વાગતી,
નિરાશ અથવા દશા નડત દુર્મુખા મોત શી.

બને સુપથ મોકળો, વિષમ વા વિરોધો વડે
રુંધાય : પથના પહાડ હડસેલવાને મથું
બધી ય મુજ આય સાથ; મુજ ભાગ્યલેખે પડે
જયો, જબર યા પરાજયસમૂહ સાથે બથું.

પરંતુ સ્મૃતિનું રસાયન ભરે મને શક્તિએ,
નજીવ નબળાઈ કાયર સ્વભાવકેરી ગળે;
ભરાય ઉર સ્વપ્નસિદ્ધિતણી ભાવુકા ભક્તિએ,
પ્રમાર પુરુષપ્રભાવ પ્રખર પ્રભાએ ઝળે.

અનુષ્ટુપ

જન્મનો દિન તાજી એ સ્મૃતિને સોગણી કરે,
બનેલ મંદ હૈયાને ઉત્સાહે અદકું ભરે.

---

૩૭ : સલીલ – લીલા સહ.
૪૬ : બથું – બાથ ભીડું. ૪૮ : ગળે – ગળી જાય

માલિની

વિરલ મનુજકેરો જન્મ આ જન્મમાળે,
પ્રભુ ખુદ નિજને જે રૂપબિંબે જ ઢાળે;
અમર ભુવનકેરી ઊણપો ભૂલવાને
સુર પણ પૃથિવીએ ઊતરે ઝૂલવાને.

પુષ્પિતાગ્રા

અલભ મનુજદેહલાભ પામી
નહિ મરણોન્મુખ માટીમાંહી રાચું;
હૃદયભર ભરેલ જાડ્ય વામી
અમૃત હું ચિન્મય રૂપ સાધું સાચું.

વિયોગિની

ક્ષણભંગુર ખોળિયે ચહું
પ્રભુની અક્ષરતા ચિરંતના,
મરણાલયમાંય હું લહું
અમૃત પ્રાણ અનાદ્યનંતના.

શિખરિણી

રહો તો એ તાજી સ્મૃતિ: વિસ્મૃતિઓ કાળભરની
તમિસ્રાએ સીડ્યા જડ હૃદયની લુપ્ત કરતી;
અભીપ્સાઓ સૂતી અગમગમના ઊર્ધ્વ પથની
જગાવંતી, ફૂંકે પળપળ પ્રભાપ્રાણ ભરતી.

પૃથ્વી

તને દિવસ જન્મના લળી લળી વધાવી લઉં,
તમે અરપું અર્ઘ્ય અંતર છલંત આનંદનું;

---

૫૩ : જન્મમાળ – જન્મપરંપરા. ૬૩ : મરણાલય – મૃત્યુના સદનરૂપ આ દેહ.

૬૮ : જગાવંતીનો કર્તા સ્મૃતિ

તને સપનનાં પ્રસન્ન સુમનો સુનેરી દઉં,
તને ફૂલ ધરું ચિદંબરતણા સુધાચંદનું. ૭૨

વદે, 'જનમગાંઠ તો મરણથાંભલે બાંધતી,
વિમૂઢ મનુજાત્મને વિષયઘેનગારે ગર્યા;'
વદું, અમૃત સાથ એ મૃર્ત સ્વભાવને સાંધતી,
અકાળ ગમ કાળને લઈ જતી મુદાએ ભર્યા.

અનંતદલ પદ્મની મનુજ — આત્મરૂપી કળી
થતાં જનમનું પ્રભાત દલ ખોલવા લાગતી,
અને પરમ — પ્રેમભૃંગ અવકાશમાં નીકળી
કરે અમૃતગુંજના મરણફેણ ડોલાવતી.

સુધન્ય મનુ જન્મિયો હું, દિન જન્મનો દોહ્યલો
લભી વિપુલ ચૌદ લોક — યુવરાજ સ્હેજે થયો.
કરું ન કયમ હાથ મુક્તિ-મહિમાતણો ખોયલો
મહા — મુકુટ ? આ સુભાગ્ય કરશે જતું રે કયો ?

અનુષ્ટુપ

ક્ષુદ્રતા માટીની મારી મૃત્યુલીન થઈ જજો :
જન્મનો દિન ચૈતન્ય આનંદ બહલાવજો. ૮૬

૨૫ • ૫ • ૧૯૩૬

---

૭૯ : ગમ – ગમા, તરફ. મુદાએ ભરેલો કોણ ? કાળ ? ના, અકાળ; કાળથી પર અમૃતોદધિ.

૮૦ : અમરતાની જે ગુંજના નાગ સમા યમની ફેણને પણ ડોલાવે છે.

૮૩ : હાથ કરું – પાછો જીતી લઉં. મુક્તિમહિમાનો મહિમાભરી મુક્તિનો મહામુકુટ.

# ૯૯ : મા

છપ્પા

•

જગકંટકવન ઘોર, તહીં નેહથી નમેલી
સુઘન શાંતિમય છાય ઢાળતી અમરત વેલી;
પૂણ્યપુષ્પની પ્રફુલ્લતા પમરાવત મા! તું;
સુધામાધુરીએ તવ ફૂલહૃદય ઉભરાતું.
મહાલક્ષ્મી સાક્ષાત તું દીન દુઃખી દુનિયા પરે;
અમોઘ આશીષ તાહરું અંતર અમપર ઝરમરે. ૧

વિષવારિધિ મોઝાર સુધાસરિતા રહી રેલી;
દુઃખદવાનળ પરે શીત શ્રાવણિયા હેલી;
જીવનરણના મરણપટે નંદન સુખકારી,
ઘોર નિશા–અંધારે ચંદ્રકલા તું ન્યારી:
અતલ ગર્તમાં પતિતની તુંહિ આશા ઉદ્ધારની,
માયા તુંહિ મુક્તિપ્રદા માયામય સંસારની. ૨

૨૭ • ૨ • ૧૯૩૬

---

૯ : નંદન – દેવોનું નંદનવન નામે ઉપવન.

## ૧૦૦ : કુટુંબ

છપ્પો

અમૃત અખંડ ઝરંત માતની અનુપમ માયા,
ચિંતા-તાપ હરંત પિતાની પાવન છાયા,
દયા ભાવભીની ભગિનીની નિત્ય નિગળતી,
હૂંફ હામ દેનાર સહોદર સંગે મળતી:
આખી આલમ ઢૂંઢતાં પણ નહીં જ શોધ્યાં જડે,
ચમત્કાર સાચે જ જો સુભાગ્યવશ લવ સાંપડે. ૧

૨૬ · ૨ · ૧૯૩૬

## ૧૦૧ : પ્રણયિની

શાર્દૂલવિક્રીડિત

જેના આગમને સુમંગળતણી ખીલે વસંતો ગૃહે,
જેના દર્શનથી દ્રવી ઉર વહે સત્સ્નેહના નિર્ઝરો,
કૂજે નંદનકોકિલા કલરવે જેના સુકંઠે સદા,
તેની નૂપુરઝંકૃતિ અમરતા ધારી રહો આંગણે.

સ્રગ્ધરા

તારાઓ માત્ર રાત્રે શુચિ સ્મિતકરથી ઊંચકી ઉચ્ચ ભોમે
સ્વપ્નોના સ્વર્ગમાં લે હૃદય, રસબસી શાંતિ સીંચંત ધીમે:
તારા કિંતુ પ્રિયાની રજનિ દિન સુધા સ્યંદતા સ્નિગ્ધ સોમે
આકર્ષી મુગ્ધ હૈયું શુચિ કલ રતિઝૂલે ઝુલાવે અસીમે. ૮

૧૮ · ૫ · ૧૯૩૫

---

૫ : કર – કિરણ. તારા : લીટી ૫મીમાં, તારાઓ; લીટી ૭મીમાં, પ્રણયિનીની આંખની કીકીઓ. સોમ – (૧) ચંદ્ર; (૨) ચંદ્રાનન; 'વદનવિધુ'.

૮ : શુચિ – પવિત્ર. કલ – નાજુક, મધુર.

## ૧૦૨ : જીવનદેવી

હરિણી

અતિથિની બની આવ્યાં મારે ગૃહે શુભ યોગથી;
ચિર દિન અહીં રૂહેજો માની બધું મુજ આપનું;
કુમકુમપદે સોહાવો આ સૂનું મુજ આંગણું;
વદનવિધુની જ્યોત્સ્નાધારે કરો ઘર ઊજળું.

મંદાક્રાંતા

ભાવોલ્લાસે લસબસ થતાં લોચનો શાં તમારાં?
તારા લીલામય તરવરે શુભ્રતાને સરે શી!
ભાલે આંક્યું તિલક નમણું સ્વર્ગ કેરી ઉષાએ;
ઓષ્ઠે રાજે કુમુદ ધવલું દિવ્ય મંદાકિનીનું.
દૈવી મૂર્તિ તમ વિહરજો મંદિરે શ્રીસ્વરૂપા;
અંગાંગોએ લલિત લહરો વેલ સૌંદર્યકેરી;
પાયે બાજો નૂપુરઘુઘરી રૌપ્યસૂરે રસાળા;
શ્વાસોચ્છ્વાસે મઘમઘી ઉઠો કુંજ મારા નિરાળા. ૧૨

હરિણી

અતિથિની મટી દેવી મારાં બનો, અનુપા સખી,
અમૃત રસના આસ્વાદોનાં મને વરદાન દો.
તમ હૃદયમાં ગાજે સિંધુ અનાહત પ્રેમનો
તહીં રમણુ હું વાંછું, આજ્ઞા રસેશ્વરી દો શિવા.

---

૧૬ : હે રસેશ્વરી, તમારી શિવા આજ્ઞા આપો, હું ત્યાં રમણ વાંછું છું.

અમલ કમલો સૌંદર્યશ્રીભર્યાં તહીં શાં ખીલ્યાં !
પરિમલ શુચિ મ્હેકાવે છે પ્રમોદિત ચિત્તને;
ભ્રમર બનીને ગુંજાગાને ઠરો મુજ પ્રાણ ત્યાં,
અમૃત રસના કોષો મોંઘા નિરંતર પામતો.

મંદાક્રાંતા

દેવી ! આવો, પરમ પ્રણયોલ્લાસરંગી વિમાને
સાથે સાથે ગગન સરીએ; ત્યાં અનંત પ્રકાશે
મુક્તાનંદે અનુપ નવલા સ્નેહનાં ગીત ગાતાં
સત્સૌંદર્યે સુરભુવનમાં હીંચીએ નંદનોમાં. ૨૪

હરિણી · સ્રગ્ધરા

નયન નયને અંકાશે ત્યાં અલૌકિક લાસ્યમાં,
અધર અધરે હિલ્લોળાતા સુધાનિધિ રેલશે,
હૃદય હૃદયે ગુંથાશે ત્યાં અનંત ભુજા ધરી,
ને આત્મા એકતાની ગહન રસસમાધિ લહેશે અનેરી. ૨૮

૮ · ૭ · ૧૯૨૯

## ૧૦૩ : અંજનીગીત

બાલ હનૂમત વીર વિહરતો,
ભવવનખૂંદત ફાળો ભરતો,
નભચુંબિત શિખરો સર કરતો
દીઠો માતાએ.

વ્હાલે માનું હૈયું ભરાયું,
મધુર ઊર્મિગીતે ઠલવાયું;
ગાન પવનલહરે બહલાયું,
પોષ્યું પડઘાએ.

તાલે લહકયાં વૃક્ષલતાઓ,
ઝંકારી ઊઠ્યાં ઝરણાંઓ,
કલરવ કરતાં પંખીડાંઓ
ચગિયાં આનંદે.

અનુપ અંજનીગીત ગવાતાં
કુદરતજાયાં થનગન થાતાં,
બુઢ્ઢાં પણ બાલ્યે પલટાયાં
રમતાં આ છંદે.

૯ · ૬ · ૧૯૩૬

---

૧૩ : અંજની (૧) હનૂમાનની માત.
(૨) આ પદનુ વિશેષનામ

## ૧૦૪ : એક યુવક મિત્રને લગ્નટાણે

સ્રગ્ધરા

સંસારે દ્વૈતકેરે હૃદય ગહન અદ્વૈત શોધી રહેલું,
પામ્યું સત્પ્રેમનું તે મિલન મધુર રૂડું ભલે લગ્નતીર્થે.
સાધર્મ્યે ઉલ્લસંતાં ઉભય હૃદય સ્વાત્માર્પણે નિત્ય રાચો;
પાવિત્ર્યે પાથરેલા જીવન પટ પરે સૌખ્યનાં ચિત્ર આંકો;
આશા ને શાંતિ દેવા વ્યથિત જગતને વીજ ને મેઘ જેવાં,
સેવો રૂડાં વ્રતો, ને અમૃત હૃદયનાં વિશ્વ શાંત્યર્થ ઝારો;
પાંખોએ પુણ્યકેરી પ્રમુદિત મન પંખીતણી જોડ ઊડો
ઉંચે ધામે વિહારે; વિમલ નયનમાં વ્યોમ તારા લસાવો;
પ્રેયે શ્રેયે સરંતાં સરલ, પ્રણયની સિદ્ધિના સારમાંથી
ચૈતન્યો સર્જવાને પ્રકૃતિ – પુરૂષ અદ્વૈતયોગે મહાલો.

૪ · ૫ · ૧૯૩૫

# ૧૦૫ : કર મા સ્મિત

ત્રોટક

•

કર મા સ્મિત તું, કર મા, કર મા:
સ્મિતથી તવ અદ્દભુત જાદુ ઝરે;
અસહાય બનાવ નહીં મુજને:
સ્મિત સંહરી લે, સ્મિત સંહરી લે.

મૃદુલું સ્મિત જોઈ મુખે તવ આ
બળ જાય શમી મુજ બંડતણું,
અભિમાન બની શતખંડ જતું,
શિર ગર્વિલ નમ્ર બની નમતું.

રઢ કાજ કરેલ દુરાગ્રહ સૌ
બની પંગુ જતા, હઠ હારી જતી;
જડ હૈયું વમે ભર્યું ઝેર નર્યું;
જતું ઝેર તણાઈ મિઠાશ – ઝરે.

મુજ રોષ ભભૂકત પ્રશ્ન કરે,
તવ સૌમ્ય મુખે સ્મિત ઉત્તર દે:
મુજ શસ્ત્ર પરાસ્ત થઈ પડતાં;
સુમન સ્મિતનું સબળું અહ શું !

ડરૂં વજ્રરથી પણ લેશ નહીં
ગણું તુચ્છ હું ગર્જન રૂદ્રતણું;
ડરું માત્ર સુકોમલ આ સ્મિતથી
સ્મિત સૌમ્ય પ્રશાંત સમીપ ગણું.

ઝર મા મધુરૂં સ્મિત, રે ઝર મા;
વિજયી કિરણે હર હામ નહીં;
શિવ સુંદર સ્નેહલ આ સ્મિતથી
ક્યમ ખેંચી રહ્યો મુજને હૃદયે?

૨૪ • ૯ • ૧૯૩૩



## ૧૦૬ : હવે

ગુલબંકી

•

હવે તને સ્મરી સ્મરી
ઝરંત નેત્ર નિર્ઝરી!
હતો પહાડ શો કઠોર
પત્થરો હું તો નઠોર:
તે પરે તું નેહની હતી નમેલ વેલડી,
સુગંધ મંજરી ઝરંત મીઠડી અકેલડી.
ગ્રીષ્મના અસહ્ય તાપ
પીડતા મને અમાપ,
તે સમે તું પત્રછત્રને ધરી રહી હતી,
નિદાઘદાહ ઝીલતી બધો ય માહરી વતી.

ઝીલતી નિદાઘદાહ,
તોય રે ન પામી ચાહ
કૃતઘ્નની! પરે છતાં ય તું કદી ન વીફરી,
ક્ષમાળુ સ્નેહમૂર્તિ! સૌ ગુન્હા જતી તું વીસરી.

કુભાગ્યને હું ભાંડતો,
નિશીથવેળ કાઢતો
વરાળ વેદનાતણી :

તું મોતીએ ન્હવાડતી,
ક્રમેથી શાંત પાડતી,
લઈ સુનીલ વીંઝણી. ૨૦

થિજાવી દેતી શીતમાં
તું સ્નેહીઓની રીતમાં
હુંફાળ આત્મછાયમાં લઈ મને લપાવતી

ગભીર રાત્રિને ઉરે
અનંત તારકો સ્ફુરે
ચિદંબરે ય તાહરે તું તેહવા બતાવતી!

ધસંત મેઘને મહારથે
સ્વનંત સ્વર્ગધામને પથે
સ્વારી દેવરાજની દમામ સાથ આવતી,

સપ્તરંગ ચાપ તાણી
શૈલને નિશાન માની
વજ્ર વર્ષતો સુરેન્દ્ર, વીજ આંખ આંજતી; ૩૨

તે સમે બની તું ઢાલ
ઘા નિવારતી કરાલ,
દેહની મદર્થ તેં જરા ય ના તમા કરી :
જીવી તહીં સુધી રહી તું રક્ષી પ્રાણપાથરી.

કિંતુ હાય! કો કુઠાર – ઘા અદીઠ ઊતર્યો;
હસી રહેલ હેતની લતા હણાઈ માહરી!
અને રહ્યો હું એકલો અવર્ણ્ય વેદનાભર્યો,
સાથ આપવા હવે સ્મૃતિ જ એક તાહરી!
દવાગ્નિ ઊપન્યો ઉરે હું શૈલ તે મહીં ગળી,
અખંડધાર ગુપ્ત નિર્ઝરી ઝરી,
સ્મૃતિ સ્વરૂપિણી વિલુપ્ત વલ્લરી!
અર્પું નિત્ય નિત્ય તાજી દીપ્ત મૌક્તિકાંજલી. ૪૪

૧૦ · ૧૧ · ૧૯૩૪

## ૧૦૭ : મારા સદ્ગત પિતાજીને શ્રદ્ધાંજલિ

અનુષ્ટુપ

રક્તરૂપ બની વ્હેતા નાડોમાં પ્રાણ જેમના
તેમનાં સ્મરણોમાત્ર સેવવાનાં રહ્યાં હવે !

જેમનું સૂણતાં નામ હર્ષઘેલા બની અમે
દોડતા ભેટવાને તે અનામી થઈ હા ગયા !

વ્હાલનો મીઠડો ટૌકો અમને અપનાવતો;
શમ્યો તે: પડઘો આઘે આકાશે ઊડતો થયો !

શીળેરી જેમની છાયા રક્ષા વિસ્તારતી હતી,
અગ્નિસ્નાને હવે તો તે ઓજમાં ઓગળી ગયા !

હેતાળ હાથ માથાએ ઠરતો દુઃખ દાબતો
સર્યો, દુઃખદળો માથે ચડી વાગી દબાવતાં !

જે ખોળે બેસતાં બાળ બાદશાહ બની જતા
ખંડાયો તે, બન્યા રાંક જેવા હા રાજવી અમે !

હજારો હિતચિંતાની ઝાળો જેરવનારને
ઝેરી ચિતાનળજ્વાળા એકલી જેરવી ગઈ !

---

૧૦ : દુઃખદળોને ચડી વાગ્યું, શાં દબાવે છે ?

હાજરી જેમની હામ હૈયામાં હુલકારતી
તેમના વણુ હારોમાં કોણ હામ ટકાવશે ?

બાલ્યે લાડ લડાવ્યાં ને કૌમાર્યે જ્ઞાન પ્રેરિયું,
સંસ્કાર્યાં નિજ દૃષ્ટાંતે વ્યોમે મુક્ત કર્યાં સુખે,

અમીનજરથી પોષ્યા પુરુષાર્થી બનાવિયા,
પિતા ! સુમન શ્રદ્ધાનાં સ્વીકારવા ય ના રહ્યા !

ખટકે અંતરે એક ખીલો અજ્ઞાનકાળનો,
ખટક્યા કરશે નિત્યે ખોળિયું છે તહીં સુધી.

સેવનીયતણી સેવા પૂજા સંપૂજનીયની
હતા ત્યારે કરી ના, રે સોનાની પળ વેડફી !

ન્હતા જેવા ગણ્યા જ્યારે આશીષો વર્ષતા સ્મિતે,
અરે ! અવગણ્યા મૂઢે સ્વેચ્છાચાર વિહારમાં !

કૃતઘ્ની કલિના બાલે પરાયા સમ આચર્યું;
પરાયાથી પરાયા તે કાળે વ્હાલ બતાવિયું.

દુઃખદાવાનળે દાઝ્યા દિલને દાખવી દયા
અશોક શાંતિના ધામે સ્વયં યમ લઈ ગયા !

---

૨૮ : કાળ; જે પારકાઓમાં શ્રેષ્ઠ તેણે મેં જે વ્હાલ ન દેખાડયું તે એમના ઉપર દેખાડયું : જુવો પછીની કડી.

હવે જ્યારે હયાતી ના પિતાર્થે પ્રાણ ક્રંદતો,
સ્મૃતિઓ ઊભરે આવે વાત્સલ્યપ્રતિમાતણી

ભાવે અભાવ ને ભાવ અભાવે માનવો લહે;
એ અનુભૂતિનો અગ્નિ ભલે તો મુજને દહે.

શૈશવે લાડખેલોમાં, કૌમાર્યે પાઠ્ય પુસ્તકે
યૌવને સ્વૈર સ્વપ્નામાં ભૂલી ગયો જ જેમને

તેમના મનમાં મારે માટે ચિંતા રહી સદા,
લોહીનું કરીને પાણી મારું મંગળ વાંછતી.

કષ્ટો વિવિધ રે! વેઠયાં દળતી દીનતાતણાં;
કૃચ્છ્રચાંદ્રાયણોકેરાં ફળ સૌ અર્પિયાં મને.

ને વિમૂઢ મને મેં હા! નિષ્ઠુરે રાજ ભોગવ્યું!
પિતાના દુ:ખદ્દહાડાની ભણી યે જોયું ના જરી!

જડ હૈયું હવે જાગ્યું! જાગ્યું ના જાગવા સમે;
પિતાની ભસ્મને દેવા અંજલિ નયનો ઝમે!

ક્ષમા તાત! ક્ષમામાં રે આપનું આયખું ગયું!
અંતરાત્મા નથી દેતો ક્ષમા કિંતુ બળ્યોઝળ્યો.

---

33 : ભાવ – (૧) અસ્તિત્વ; (૨) લાગણી; અભાવ – (૧) શૂન્યત્વ; (૨) લાગણી શૂન્યત્વ. વ્હાલાં હયાત હોય છે ત્યાં લગી આપણે તેમના પર વ્હાલ નથી કરતા; મરી જાય છે પછી દોઢું વ્હાલ કરીએ છીએ.

બળતી આગ એ રૂઝેજો પશ્ચાત્તાપતણી ઉરે,
પાપની જડતા મારી સંતાપે કૈં ગળે, ટળે.

જીવનરણવેરાને દ્વીપ લીલો કુટુંબનો
શીળેરી છાય ત્યાં ઢાળે ઘટાળો કુંજ તાતનો;

પીયૂષઝરણી માતા અખંડ ઊભરે તહીં;
સંતાપ ત્રાસથી રક્ષ્યાં બાલુડાં ઊછરે સુખે.

છાયાળા કુંજને મૂળે રેડયું બિંદુ જળે ન મેં!
કુંજ લુપ્ત થયો ત્યારે ઘન આક્રંદતા ઢળે!

ત્યાગની કરતા વાતો અમે હા! ઉધમાતિયા,
પિતૃસ્નેહ પરે લાતો વર્ષાવંત અભાગિયા!

માતતાતતણો ત્યાગ અજોડ ઇહ લોકમાં
આપી દે સર્વ આનંદે, દ્રોહને ય ગણે ન જે.

માતા દેવી, પિતા દેવ મૂર્ત માનવરૂપમાં,
એમની ભક્તિસેવામાં સદ્‌ભાગ્ય શ્રેય સૌ વસે.

જ્ઞાન ધન અને સત્તા આંજે, ના હૈયું કૈં હરે;
સાદું સરલ વાત્સલ્ય શિશુ આર્દ્ર મને સ્મરે.

સ્મરું ને એક વારે જે થીજ્યાં'તાં અશ્રુ તે ઝરું,
નિષ્કામ પ્રેમથી પૂર્ણ ત્યાગની અર્ચના કરું,

---

૫૪ : આક્રંદે ગાજતા મેઘ ઉપર મેઘ વર્ષાવું છું.

અંતની ઘડીએ યે ના પિતૃદર્શન સાંપડ્યાં
હજારો કોશનાં આડાં અંતરો પાપ શાં નડ્યાં!

માથે મારે મૂકી હાથ છેલ્લી આશીષ આપવા
ઝંખના કરતા તાત ગયા! ઝૂરું હું ઝંખને.

વર્ષોનાં વ્હેનની સાથે પુણ્યશ્લોક પિતાતણી
વિસ્મૃતિઓ વહી જાતી, આવતી સ્મૃતિઓ વહી.

ઓળખ ગુરુઆત્માની વૃદ્ધિ પામે દિને દિને;
જીવને રાખ્યું જે છૂપું મોતે તે મોકળું કર્યું!

અજ્ઞાનપડળો મારાં ચીરીને તાતતેજનાં
કિરણો અંધના ઓથે રહેલું તે બતાવતાં.

અમી નીગળતાં સામે દેખું વત્સલ લોચનો,
કઠોર શૈલ શું હૈયું માહરું અમૃતે ગળે.

વ્હાલનું ઝરણું વેગે બની વ્યાકુલ દોડતું,
ભાવમૂર્તિ પિતાજીની પદરેણુ પખાળતું;

જીવનપટ પે વ્હાલઝરણું વ્હેતું એ રહો,
ઊર્મિએ ઊર્મિએ ભક્તિસ્તોત્રગાન મચી રહો.

## ૧૦૮ : દાદા

શિખરિણી

અમારા એ દાદા, વિપુલ વડના ઝુંડ સરખા
વિશાળી છાયાએ સકલ અમ સંતાપ હરતા,
હજારો બાહુઓ પ્રણયમય વિસ્તારિત કરી
લઈ હૈયે ઊંડે ભરત હૃદયે ટાઢક ભલી.

હતું એ હૈયું તો ગહનરસ ગંભીર દરિયો;
અને નેનો ઊંડાં અમરતતણા કૂપ સરખાં;
હતા માના મીઠા અધર નવલા જીર્ણ વદને
જહીં રેખે રેખે જનક અમ અંકાયલ હતા.

અનુષ્ટુપ

સુખે સાથી અને ભાગી દુઃખમાં બાળકોતણા,
સ્વભાવે બાળના જેવા દાદા આશ્વાસના સમા.

ઉપજાતિ

રિસાઈ દાદાતણી સોડમાં અમે
મનામણાંનાં સુખ માણવા જતા;
આંસુ ઝમંતાં શિશુલોચનોને
દાદાતણો વત્સલ હસ્ત લૂછતો.
વળી ગયેલા વળીને વિશેષ
પંપાળતા પીઠ, હથેળી વચ્ચે

---

૭ : માતાના જેવા મીઠા હોઠ; જીર્ણ વદને ય તે આ એમના હોઠ સુકોમલ અને ઘાટઘૂટે પિતાના જ હોઠ જેવા

લઇ અમારું મુખ અશ્રુભીંજ્યું
સ્વયં બની ગદ્ગદકંઠ ચૂમતા :
મનામણાંનાં મધુ વેણ ઊચરી
હસાવતા લોચનનાં જલોને.

અનુષ્ટુપ

દાદા ડુંગરના જેવા પ્રેમપાયે વિરાજતા,
ખેલતાં ઝરણાં જેવાં બાળકોને નિહાળતા.

શાર્દૂલવિક્રીડિત

પત્રો પાનખરે ખરી જયમ પડે તે રીત દાદાતણા
ધોળા વાળ ખરી જઇ ચળકતી માથે પડી તાલકી;
ત્યાં કેવાં કરને કુતૂહલભર્યાં બાળો ઘસંતાં અમે !
ને દાદા શિશુ શું હસી અમ શિરે ઝુલ્ફાં ગ્રહે ઊઠતાં.

ઉપજાતિ

હસાવતા, ખેલવતા, કુદાવતા,
ને મલ્લકુસ્તી નિજ શું કરાવતા;
હારી જઇને અમ પીઠ થાબડી
‘ શાબાશ, શાબાશ, ’ કહી રિઝાવતા.

અનુષ્ટુપ

પડે વાંક, લડે માડી, બાપુ ઉગ્ર બની જતા;
અમે દોડી જઈ દાદાતણો આશ્રય સેવતા.
આંખ કો કાઢતું તો તો દાદાજી કેસરી સમા
તડૂકી ઊઠતા; બાળ અમે વિજય માનતા.

ઉપજાતિ

સાથે સુવાડી કહી મીઠી વાતો
મિંચાવી દે ઘેનભરેલ આંખો;

સ્વપ્ને ધરીને પરીઓની પાંખો
વાર્તાવિહારે ઊડતા અમે તો.

"હજુ ય શું ઘોરી રહ્યો અઘોરી ?"
ઢંઢોળવા મા જતી એમ બોલી :
"દે ઝંપવા ફૂલડું થાક્યુંપાક્યું"
વારે કહી વત્સલ એમ દાદા. ૪૨

દાદા જ સામા ઊઠતાં સ્હવારે
આશીઃમૂર્તિ સમ 'આવ બેટા'
કહી ઉપાડી નિજ અંકમાં લે
માથે મૂકી હાથ લળી ચૂમી લે.

અનુષ્ટુપ

એકલા ના કદી બેસે દાદાજી ભોજનક્ષણે :
અન્ન ના ભાવતું બાળ જો બેઠાં હોય ના કને. ૪૮

મિશ્રજાતિ

નાના બનાવી મધુ કોળિયાઓ
મુખે અમારા ધરતા અથાક્યા :
ખવાડવામાં નિજ ભૂખ ભૂલતા,
સંતોષતા ભાવની ભૂખ ભારે.

જો નીકળે બ્હાર બજાર દાદા,
નિશાળમાં નિશ્ચય આવવાના :

ટેકો દઈ વાંસની લાકડીનો
બોલાવીને બે જંઈ આપવાના.

મ્હેતાજીને કહે "ભૂલચૂક થાયે
તો યે ભલા આંખ બતાવતા ના;
આ બાળકું તો હજુ ફૂલડું છે,
મુખે હજુ ધાવણુ આ જણાયે."

શેરી મહીં ખેલત બાળબંધુઓ
સાથે અમે પીંપળ – છાય નીચે;
પંખેરુ જ્યાં ગાન અખંડ ગાતાં,
ને પાંદડાં તાલ બધાં બજાવતાં.

દાદા પડીકું લઈને મિઠાઈનું
બજારથી ત્યાં અમ પાસ આવતા;
મુખે અમારે કંઈ પાણી છૂટતું,
શી જાફતો ત્યાં તરુ હેઠ જામતી!

અનુષ્ટુપ

દાદાનાં સ્મરણો આવાં ખુટાડયાં ખૂટતાં નથી.
એકેક સ્મરણે આંખ ભિંજાયે સ્નેહને જળે.
પ્રાણતારે પરોવાયા મણકા સ્મરણોતણા :
ગયા દાદા, પરંતુ એ જપની માળ જીવતી!

શિખરિણી

ગયા દાદા વ્હાલા, પ્રતિનિધિ ગઈ પેઢી ભરના!
ગળ્યો કાળાબ્ધિના જળમહીં મહાડુંગર ગળ્યો!

ગઈ મીઠેરી એ હૃદય હરિયાળી ઊડી ગઈ!
ભલાઈ, ભોળાઈ ગઈ! પ્રણયવેલી ગઈ બળી!

ગયા દાદા વ્હાલા અમ ભવનના શંભુ સરખા!
હવે સૂના વાસે બજત ભણકારા ગતતણા.
છબી હૈયે કોરી સજીવન થઈ માનસપટે
ઝરંતાં આંસુની ઉપર લળતી એ હજુય આ!

હવે તો દાદાઓ દુરલભ થયા, દારુણ સમો.
અકાળે બાળો જ્યાં કરમઇ જતાં, શી રીત તહીં
ચહે વાસો દાદા? શિશુસુમનિયાંને લઇ સુખે
ખિલાવીને ખીલે અમરત–રસ્યા નંદન વિષે.

૧૭ • ૪ • ૧૯૩૩

---

૮૧ : સમો – સમય. ૮૩ : શિશુસુમનિયાં – ન્હાનાં ન્હાનાં ફૂલ જેવાં બાળકો.

## ૧૦૯ : આર્ય વિધવા

વસંતતિલકા

ગંગાસ્વરૂપ વિમલા વિધવા નમું હું,
સંસાર પાવન કરંત વિભૂતિ છે તું;
તું તો તપસ્વિની વ્રતો કપરાં નિષેવી
છે શાંત, દાંત, શુચિતાથકી વંદનીયા.
સિદ્ધાસને વિજનમાં મુનિ બ્રહ્મજ્યોતિ—
ધ્યાને, ગુહામહીં ડૂબે અવધૂત યોગી
ઊંડી સમાધિમહીં; તું અહીં અગ્નિ સેવી
સંસારના તિમિરમાં દ્યુતિલેખ જેવી.

શાલિની

પ્રાણાયામે પ્રાણની વાસનાના
વેગો રોકે રાજયોગી નિરાળા;
વ્હાલાની તું ફૂલ જેવી સ્મૃતિની
કૂંણી ધારે વાસનાબંધ દારે.

મિશ્રજાતિ

દિને તવાઈ તપનાતપોથી
જેવી સુહાતી વિધુલેખ ઝાંખી,
તેવી વિયોગાનલમાં નહાતી
વિભૂતિ-છાઈ તવ શુભ્ર કાંતિ.
આકાશગંગા જ્યમ આભને પટે
નિશાંધકારે શુચિ ભાત પાડતી,

---

૧૨ : વાસનાઓનાં બંધનો કાપે છે.

તેવી જ સંસારની શોકરાત્રિના
ભાલ પ્રદેશે વિધવા વિરાજતી,
તારે કપાળે નહિ કંકુ–ચાંદલો
છે ભાલમાં આડ તપો–વિભૂતિની;
ન રંગભીની તવ અંગચુંદડી,
શશી–વિહોણી રજની સમોવડી !
નથી કરે કંકણ કંકણું તાં,
ન નૂપુરો ઝંકૃતિઓ મચાવે;
વિખૂટી થાતાં સરિતા સમુદ્રથી
ન મર્મરે, મૂક વ્યથાતલે ઝરે.
ઊડી મુખેથી ગઈ પૂર્વમાં ઉષા,
તારાતણી તારકતા નભે ગઈ.
મંદાકિનીના ધવલાંગ ભંગમાં
લાવણ્યલીલા તવ ઉલ્લસી રહી.
ઊષ્મા જતાં પ્રાણ–વસંતકેરી
પત્રો અને પુષ્પવિલાસ શોભા
યથા વિલુપ્ત શિશિરે થઈ જતી,
આભૂષણો તેમ જતાં તને તજી.
રસો બધા નીરસ શા બની ગયા !
રસાત્મનું દૈવત રે ઊડી ગયું !

---

૩૧ : ધવલ અંગભંગિઓ.
૩૮ : દૈવત – પતિદેવ.

રોમાંચકારી સુખ નંદને જતાં
ધખેલ રેતીરણુ ખેડવું રહ્યું !

અનુષ્ટુપ

જીંદગી તાહરી હાવે શૃંગારરસસિક્ત કો
કવિતા શીઃ– રહ્યા શાંત, કરુણ રસ માત્ર એ :
દેહ દુર્ગંધની શય્યામાં ના, આત્મની સેજમાં,
સ્વામીને પધરાવી તું સ્નેહના શુદ્ધ ફૂલના
સુગંધી વીંઝણે વાયુ ઢાળે પાવિત્ર્યને કરે,
મોતીડાંની ગૂંથી માળા પહેરાવે કંઠ કંથને.
સ્વપ્નાં તારાં શીળી ચંદ્રીસમાં આકાશમાં સરે
સ્નેહના સ્વર્ગમાં સ્નેહી જ્યાં સુધાસાગરે તરે.
ચંચલા ગૃહની લક્ષ્મી મટી તું વદને શુચિ
શ્વેત પદ્મે વિરાજેલી બની શાંત સરસ્વતી.
અણુએ અણુએ તારે જ્વલંત નેત્ર શંભુનું
સદા ખુલ્લું રહી ભસ્મીભૂત કામ બનાવતું.
સૌમ્ય પાવિત્ર્યની શ્વેત આભાએ અંગ તાહરાં
શોભે જેમ હિમાદ્રિનાં શૃંગો ઉત્તુંગ ઊજળાં.
ભક્તિની ભાવના તારાં લોચનેથી ઝરે સદા,
મંત્રો મર્મરતા તારે અધરે જપયોગના.
ઘોર આ વિષયોકેરા વને તું તો દવાગ્નિ શી
ચંડી, ઊંડી જડો સાથે પાપનાં જૂથ બાળતી.
વિયોગી ગીતડાં ગાતી તારી જીવનની નદી

---

૩૯ : નંદને જતાં – સ્વર્ગે સીધાવતાં.

વહાવે તું જગે,—ચાહે રણને શું ભીંજાવવા?
ભીંજે કે ના ભીંજે તો યે તું તો નિષ્કામ ભાવથી
આ ખારા પટમાં તારાં મીઠડાં જલ રેલતી.
સ્મશાને શાંતિ શોધે છે, ચિતાગ્નિએ ચડી સતી,
દેહની વાસનાઓના દોરમાંથી સરી જતી;
કિંતુ જીવન તારું તો અહોરાત્ર ચિતાસમું
બળે છે, વાસનાઓનો વંશવિસ્તાર બાળતું.
દુઃખના દરિયાકેરી નિત્ય અંજલિઓ ભરી
જઠરે તું શમાવી દે મહાભાગ અગસ્ત્ય શી.
સ્નેહના, સુખના, શાંતિના, પ્રતિષ્ઠાયના અરે!
તો ય તું ભવસિંધુમાં દેવદ્વીપ સમી તરે.

શિખરિણી

અરે ઓ સંસારી! મલિન મતિને દાસરતિનો
રૂંવે રૂંવે તારે તરવર કરે કામકૃમિઓ,
છતાં તું ધિક્કારે ભગિનીજનની રૂપ વિધવા?
ડરે છાયા લેતાં શુચિવપુતણી મંગળ પળે?

અનુષ્ટુપ

પુણ્ય એ પડછાયામાં વિધવા દેવી પાથરે,
એ છાયાસ્પર્શથી શાંતિ શિવમંગલ પાંગરે.

પૃથ્વી

મલાંધ જગલોચનો નિરખી ના શકે તાહરો
પવિત્ર મહિમા, સુપાવન ન તાહરાં દર્શનો
કરે પ્રણત મસ્તકે; મદનમત્ત એ આંધળા
પ્રહાર કરતા તને કઠણ; તોય તું તો ક્ષમા—

મયી સ્થિર સહે બધું ય અપમાન; આશ્વાસમો
થકીય અહ! વંચિતા, જલદ અશ્રુ નિતારતી,
દુખે સમસમી રહેલ ભીંજવંત એકાંતને,
ઝૂલે સકલ ઝૂલણે સુખતણા ભૂલીને તને;
વિલાસતણી ક્રૂરતા પદતલે તને છૂંદતી;
દયાવણુ કુનીતિદોર લઈ ઘોર લોકો તને
ગુલામ સરખી ગણી સજડ બંધથી બાંધતા;
નિરાશ ઉર તાહરું હૃદયહીન રૂઢિતણી
બસૂર શ્રુતિ ખેદ કારી જડ શૈલ ચક્કીમહીં
ઘૃણા વગર પીસતા: પરમ ત્યાગની મૂર્તિ શી,
તું દુઃખદરિયાવમાં નિજ શરીરને અર્પતી;
ન દોષ જગનો કદી — નિજ લલાટનો કાઢતી,
ધીરે નયન મીંચતી પ્રણયના મહા ધ્યાનમાં
સમાધિમહીં જાગતી મિલનના મીઠા ગાનમાં.
હજાર તુજને પવિત્ર વિધવા નમસ્કાર હો!
લગાર તુજ આશિષોઝરત હસ્ત માથે ઠરો!
પવિત્ર તવ સ્પર્શથી મુજ પવિત્ર કાયા બનો,
પ્રસાદ તવ પુણ્યનો સભર અંતરાત્મા ભરો;
અખંડ શુચિતાતણાં જલ વહંત મંદાકિની,
નમું હું વિધવા! તને, વિમલ જ્યોત આ લોકની!

---

૮૨ : જલદ – ઉષ્ણ; તીક્ષ્ણ.

## ૧૧૦ : સુરપાણનો ધોધ

શાર્દૂલવિક્રીડિત

આ ક્યાંથી ગગડાટ અંબરમહીં ? ના મેઘખંડે દીસે !
વા માઝા મૂકી સિંધુ ફાળ ભરતો આવે ધસી આ દિશે ?
કે વિંધ્યાચળના ભયાનક વને ત્રાડી રહ્યો કેસરી ?
પ્હાડો યે ધડકે ભરાય, ફડકે ફાટી પડે દિગ્ગજો !

કે આ પ્હાડી પ્રદેશમાં અરિદલો બે સામસામાં અડ્યાં,
ખાઈમાં લઈ આશરો, ખડકના ઓથા તળે મોરચા
માંડી ભીષણ તોપના મુખથકી વર્ષાવતાં મોતને ?
તેનો આ ધડુડાટ નાદ પડઘા પાડે વનેથી વને ?

ના, એ તો સુરપાણનો અહીં કને ગાજી રહ્યો ધોધવો,
વેગી વારિપ્રવાહ સાથ ભૂસકા પ્હાડોથકી મારતો,
ચૂરા વજ્જર શૈલના કરી તળે પાતાળ ઢંઢોળતો,
નિદ્રાને ઝબકાવતો હરિતણી ત્યાં શેષશય્યામહીં.

પેલો એ રવિબિંબથી ઝગમગી ઊઠેલ સામો ધસે !
શું એ મંત્રવિમુક્ત ઉગ્ર ધસતું બ્રહ્માસ્ત્ર સાક્ષાત્ હશે ?
માંડી મીટ શકે ન નેત્ર, કપરો આ તેજ–અંબાર શો !
થંભી જાય પદો સકંપ જતને એની સમીપે જતાં.

ઊડે શીકર, શ્વેત ધુમ્મસ રચે મધ્યાન્હવેળા છતાં,
અંગે અંગ ન્હવાડતાં મૃદુલ ને શીળાં, રુચે ઝીલવાં.

જો, તેમાં ધનુ ઇન્દ્રનાં અણગણ્યાં ખેંચાઇ કેવાં રહ્યાં!
સાતે રંગ સહાસ રાસ રમતા આ તાંડવી તાલમાં.

કોની છે મગદૂર કે ઉર ધરે આ ધોધધારા તળે?
એના ઘોર નિનાદ પાસ જમશા વ્યાઘ્રો ય જાતાં છળે,
ને એની નિકટે અહીં ભૂલથકી આવેલ આ નર્મદા
ભાગે ફાળ–ભરી ત્વરી હરણની ફાળે તજી આ દિશા. ૨૪

પૃથ્વીના પડની રજોમલિનના ધોતો પડે ધોધવો,
પાતાળે કરીને પ્રવેશ તહીંથી ગંગાજળો કાઢતો;
ધોળાં દૂધ અખંડ પુણ્ય ઉભરે ને ફેનલેખા બની
રેવાને કરવા સુપાવન ભલે આ દેવગંગા વહે.

શું ધોધે ડમરુ બજાવત અહીં અશ્રાંત વિંધ્યાદ્રિ આ,
ને એના પડછંદ જાય ઊડતા કૈલાસના ધામમાં?
ને જાગી જઈને સમાધિલયથી શ્રીશૂલપાણિ અહીં
આવી નિર્જનમાં વસે મુદમને શું તાંડવે રાચવા? ૩૨

નાચગ્રા નદના નથી નીરખિયા મ્હેં ધોધ સિંધુ સમા,
વા નાદો નથી સૂણિયા મઈસૂરી યે ગેરસપ્પાતણા;
કલ્પી કિંતુ શકાય છે અનુપ એ ઓજેભર્યા ઓઘવા
જેના ભીષણ ગર્જને ગળી જતા ગર્જો ય આકાશના.

ત્યાં તો મેઘ હશે મહાપ્રલયના ક્રોધેભર્યા ગર્જતા,
વા વજ્રો વિફરેલ વાસવતણાં તાડૂકતાં સામટાં,

વા સાક્ષાત્ તહીં નાદબ્રહ્મ પડઘા બ્રહ્માંડમાં પાડતો
વિશ્વોને ગતિ આપતી ભગવતી શક્તિ ભવે પ્રેરતો. ૪૦

નાનો ધોધ છતાં અહીં પ્રકૃતિની શક્તિ ભરી રાજતી ?
મર્ત્યોના બલગર્વને રમતમાં ખંડી રહી ગાજતી !
ક્યાં સિંધુ, કહીં બિંદુ ? માનવતણી મૂર્ખાઈ જાતી ગળી,
ભક્તિથી શિર નમ્ર શ્રીભગવતી પાયે પડે ત્યાં ઢળી. ૪૪

---

ટિપ્પણ:-શૂલપાણીશ્વર મહાદેવના નામ ઉપરથી એ સ્થળનું નામ સુરપાણ તરીકે જાણીતું થયું છે. પાસે જ નર્મદા નદી હરણ ફાળ ભરીને કૂદી જાય એટલી સાંકડી થાય છે તેથી એ જગાને હરણફાળ કહેવાય છે. સુરપાણ આગળ દેવ-ગંગા નામની એક નદી નર્મદાને મળે છે અને સુરપાણનો ધોધ તે આ નદીનાં પાણીનો. ચોમાસામાં કે ચોમાસુ ઉતરતાં તરત ધોધનુ ખરૂં સ્વરૂપ જોવામાં આવે; બાકી ઉન્હાળામાં તો દેવગંગા લગભગ સૂકાઈ જાય છે. —કર્તા

## ૧૧૧ : ગ્રીષ્મની વાદળી

ઉપજાતિ

ભલે કરે સૌ ઉપહાસ મારો:
જે સ્વલ્પ છે તે લઈને વહેલી
જઈશ હું તો નિજ ધર્મ – પ્રેરી:
ને કોઇના તપ્ત શિરે ક્ષણેક
છાયાજળે ટાઢક કૈં થશે તો
ગળી જતાં ગ્રીષ્મતણા પ્રકોપે
માનું નહીં દુ:ખ મને જરા યે;
સુધન્ય ભાવે સુખમાં શમીશ. ૮

૧૯ • ૫ • ૧૯૩૫



## ૧૧૨ : વિશ્વમંગલ

સ્રગ્ધરા

નીચાણોમાં ઢળેલો કયમ કરી સહુના તાપને ઠારવાને
રેલાવું વારિ – ધારા ? જવું ગગન ગમે યોગ્ય આ કાર્ય માટે:
એવું ચિત્તે વિચારી જપતપ કરતો સિંધુ ઔદાર્યકેરો
છૂટી નીચાણમાંથી સરસતનુ બનીને ચડયો વ્યોમ ઊંચે;
ને વિશ્વે એ છવાયો, રણ પર ધરતો છત્રછાયાળું શીળું;
મીઠેરી મુક્ત ધારા સુખ કર ઝરી દાહે મરેલી ધરાને
પાતો સંજીવનીઓ: જળત જગ પરે લ્હેર લીલી છવાઈ. ૭

## ૧૧૩ : તારા

અંજનીગીત

તારા રમ્ય પલકતા,
મીઠે મુખે મલકતા
આમંત્રણો સળગતાં
આપે જગને ઊંચેરા.

પંખી એ તો ન્યારાં,
દ્યુતિપાંખે ઉડનારાં,
પાર કરે અંધારાં
ઊંડાં ભવમ્હેરામણનાં.

સ્વર્ગગંગાના જળમાં
ન્હાતાં એ વાદળમાં,
પીતાં પુણ્ય કમળમાં
મોંઘાં અમરત દેવોનાં. ૧૨

નિશદિન અનંતકેરી
જાત્રા કરત અનેરી
કાળ નડે ના વેરી
એવા ધામે જઈ ઠરવા.

અલખતણા અણુસારા
એ આ નવલખ તારા,

કાળતિમિર ગોઝારાં
　　　ભેદી ઢંઢોળે જગને.

તારા! રહો પલકતા,
મીઠે મુખે મલકતા
સ્વપ્નાં દિવ્ય ઝળકતાં
　　　પ્રેરત નીંદરતાં જગને. ૨૪



## ૧૧૪ : તારાનયના

અંજનીગીત

દિનને દોરી ગયો દિવાકર
નવાં નવાં ભુવનોની ઉપર
નીરવ પગલે તારાનયના
　　　રાતલડી આવે.

ગહનતિમિર સોહાગ શરીરે
શાંતિ સિંચતી ધીરે ધીરે,
ગુપ્ત કોઇ જાદુઈ અંજને
　　　ઘારણ ફેલાવે. ૮

જીવનસાગર જળ ઊછળતાં,
ઊંડે ચેતનતળે ઊતરતાં,
ક્ષીણ થયેલી પ્રાણશક્તિને
　　　નવે બળે ભરતાં.

સુખદુખના ઘાથી પીડાતા,
આતુર જીવો શોધત શાતા,
રજનીના શરણાગત થાતા
અદીઠ એકાંતે.

ઝંપી જાતો જગ – ઘોંઘારો
સરિતા, સરવર, ગિરિની હારો
થંભે, થંભત પવન – ધસારો
અરવ સૂરતામાં.

મર્મર મંત્ર જપત ઊભાં વન,
સ્તંભિત શાંતિતણાં સિંહાસન
ઉપર વિરાજિત અદ્‌ભુત દર્શન
થતાં ગહનતામાં.

રજની સ્વપ્નધનુષને તાણે,
વીંધી તારકકટાક્ષ બાણે,
આત્માને લઈ જાય અજાણ્યે
અકલિત કો ભુવને.

દિક્‌સીમાથી અણુઘેરાયા,
કાળતણી ગળતી જ્યાં કાયા
આત્મા ત્યાં આલિંગે માયા –
પતિ સચ્ચિદ્‌ઘનને.

---

૨૪ : કોનાં દર્શન થતાં ? અદ્‌ભુત શાંતિનાં.

## ૧૧૫ : શિખરો

ઉપજાતિ

આકર્ષતાં એ શિખરો અનેરાં;
પાતાળદેશે દૃઢ પાય સ્થાપી,
પૃથ્વીતણાં વજ્રપડો ઉથાપી,
શૃંગે વીંધે આભ અતાગ ઘેરાં.
અને અનામી અકલા અનંતે,
આશ્ચર્યથી મુગ્ધ પ્રશાંત ભાવે
ઊભાં ઊભાં મૌન–ઋચા ગજાવે;
એના પડે આ પડઘા દિગંતે.
ના કાળની પ્હોંચત ત્યાંહિ ફાળ;
દિગંબરો યે સરકી પડે ત્યાં;
ત્યાં નગ્ન સૌન્દર્ય સ્વરૂપ શોભા–
લસે ધરી કંઠ અનંત માળ.
ના વાદળાં કાજળરંગ કૂડાં,
તોફાનનાં ગર્જન, મેલ છાયા
સ્વપ્નેય આવે ન, ન મોહમાયા;
ત્યાં વિસ્તરે મુક્ત પ્રકાશ રૂડા.
અસહ્ય વેગે શુચિ જ્યોતિ–પાંખે
પ્રદક્ષિણા શાશ્વતની કરંતા,
બાધા નિશાની સહજે હરંતા
તારા, નરી પાવકદીપ્ત આંખે

એકાગ્રતાનાં પ્રખરાસ્ત્ર સાધી
ભેદોતણું અંતર ભેદનારા,
વિશ્રામ લે ત્યાં, શ્રમ ખેદ ભારા
ઊડતા ઉતારી પાછા ઊડતા ત્વરાથી.
ત્યાં અંતરંગી બની આત્મમિત્ર
અમેય આશ્ચર્યસ્વરૂપ કેરા
બાંધી સદાનો અવિનાશ-ડેરા
વાસો ચહું, નિત્ય નવીન ચિત્ર
નિહાળતો અક્ષય નંદનોનાં,
આનંદની લ્હેર પરે તરંતો,
શાંતિતણા ગર્ભમહીં ગરંતો,
આજન્મ સેવ્યાં લહું સ્વપ્નસોનાં.

૩૨ : સ્વપ્નસોનાં – સ્વપ્નસોણલાં; સોનેરી સ્વપ્નાં, ઉત્કૃષ્ટ સ્વપ્નાં.

## ૧૧૬ : પહાડનો પોકાર

વસંતતિલકા

હું પ્હાડ હાય! જડ ને જડમૂળ સાથે
ચોંટેલ ભૂતળ, મહાબ્ધિ! અગાધ ઘેરા!
આવી શકું ન તવ આભવિશાળ બાથે:
આ માત્ર અર્પું ઝરણાં લવ ભક્તિકેરાં.

પાંખો હતી, પણ સમૂળ ગઈ કપાઈ
કોપેલ કાળમય વજ્જરઘાવ થાતાં,
ને મૃત્યુપૂર્ણ જડતા હૃદયે સ્થપાઈ,
એળે વહી જુગ પરે જુગજૂથ જાતાં!

હું તો મર્યો અહ પડ્યો! સહુ આશ વીલે
ઉત્થાનની ઘનઅચેતન ઘોરમાંથી:
હે સિંધુ! મુક્ત કરુણાઘન ઝાર, હ્યાંથી
ગાળી કણે કણ મને હૃદયે લઈ લે. ૧૨

૧૯૩૫

---

૩ : બાથે – ભેટવાને. ૪ : લવ – જરા જેટલી.
૮ : યુગોને યુગો, જૂથનાં જૂથ. ૯ : વીલે – વિલાઈ જાય છે; નાશ પામે છે.
૧૧ : મુક્ત કરુણાઘન – અમર્યાદ કરુણાનો વર્ષાદ

## ૧૧૭ : વાડોલિયાને

મિશ્રજાતિ

વાડોલિયા ! બાપ, હવે ખસી જા;
ઉઠાવી લે કંટક – કોટ – ઘેરો :
દે મોકળો માર્ગ વિકાસ વાંછતા
આ છોડવાને : ચઢતો જુવાળ
જુવાનીના પ્રાણતણો ન તારા
બાહુ પ્રસારી મથ રોધવાને.

ભલે કરી તેં તરુ બાલુડાની
રંજાડનારાં થકી સિદ્ધ રક્ષા :
હવે ન એને રખવાળું શોભે,
રક્ષાયલો એ સ્વબળે ર્હેશે,
ને સાધશે સ્વપ્ન વિશાળતાનાં.

જો વેલડી આ તરુને વિંટાવા
કોડીલી આવી પિયુપ્રેમઘેલી,
વિલોલ લ્હેરે સ્મિતપુષ્પ વેરે :
હવે ખસી જા, નવપ્રેમીઓ ભલે
એકાંતનો લ્હાવ અમોલ માણે.

ખીલે ભલે યૌવનરંગરાગી
આ વૃક્ષરાજા, શત બાહુ મોજે

અફાળતો દિગ્ગજ મસ્તકો એ,
પત્રે ભર્યું છત્ર વિશાળ એને
શિરે ભલે શોભતું નીલરંગી.

એને પદે આશ્રય માગનારા
દેતા હુવા છો લખ લોક હ્યાં ઠરે;
પંખેરુઓનાં દલ દિગ્દિગંતો –
થકી અહીં આવી વિમુક્ત કંઠે
છો ગાય ગાથા તરુરાજ કીર્તિની.

અને તને તો તરુ નિત્ય વંદશે
લળી લળીને; ઋણ તાહરું એ
ભૂલે કદીયે નહિ; છાય શીળી
ત્હને જ પ્હેલી દઈ, ભક્તિભાવે
વીંઝી રહેશે દિનરાત પંખા.

નિઃશંક ચિત્તે દઈ મુક્તિદાન
વાડોલિયા ! કાર્યસમાપ્તિ માન.

૧૯૩૫

# ૧૧૮ : વસંત

સવૈયા

ગઈ અમંગલ વેશ શિશિર શિર કેશ વિનાની જર્જરકાય;
મંગલ મુખડે મધુર મલપતી વસંત શી સુંદર સોહાય.
રંગરંગનાં ફૂલે ભરચક લીલી સાડી સુહાવત અંગ,
મલયાનિલના શ્વાસોચ્છ્વાસે સુગંધસેરો વહત અભંગ.
આંબા ઉત્તમ સોનામો'રે વસંતનો કરતા સત્કાર,
લાલધજા કેસૂડાંની લઈ ખાખર કરતા જયજયકાર.
વસંતના કર્ણાભરણાર્થે શિરીષ લાવે નાજુક ફૂલ,
કદંબ કટિમેખલા બનાવે, કુંદ કંકણો બે અણમૂલ.
લળી લળી ઓવારણુ લેતી મધુમાલતી ફૂલગુચ્છખચેલ,
મત્ત માધવી માદક ગંધતણી કરતી પથ રેલંછેલ.
જાઈ જૂઈ શિશુના સ્મિત જેવાં કુસુમ લઈ મળવાને જાય,
બટમોગરા સમર્પે સુંદર સુમનો મઘમઘ જે મે'કાય.
કુંજઘટાઓમાંથી કોકિલ વધામણાંનાં મીઠાં ગાન,
ટુહૂ ટુહૂ સ્વરથી આલાપે પંચમ સૂરે ભૂલી ભાન.
વન ઉપવન ઉત્સવ ઉજવાતો. વિહંગ નૃત્ય કરંતાં ગાય,
ભ્રમરવૃંદ મધુપાન કરીને ગુણગુંજન કરવા ઉભરાય,
માનવકુળની યજ્ઞવેદીએ હવન હોળીઓ હર્ષિત થાય,
એ ઉષ્માએ આત્મવસંતે દિવ્ય કુસુમલક્ષ્મી લહરાય.
વસંત આવો હસંત, અંતરકુંજ કરો વિમલા વિકસંત,
શોકજર્જરિત ઇહ જીવનમાં રમો અમર યૌવન વિલસંત.

૧૯૩૬

---

૧૮ : દિવ્ય કુસુમલક્ષ્મી – સાહસ, ઉલ્લાસ, સહજીવન અને સત્પ્રવૃત્તિની પ્રીતિ, ઉત્સવોની સેવાની વગેરે પ્રવૃત્તિઓમાં મુદા, વગેરે.

# ૧૧૯ : હેમંત

સવૈયા

સ્ફટિક શુદ્ધિના શારદસરમાં કરી સ્નાન સર્વાંગ,
હેમકાંતિમય ઉષાકિરણનો સજી મનોહર સ્વાંગ,
આ આવી હેમંત હસંતું હૈયું લઈ હેતાળ,
ખોબે ખોબે વેરત જગ પર ઝાકળમોતીમાળ.

વન ખેતર તરુ લતા તૃણો ઝલમલ જલઝાંયે ન્હાય;
અવનીનું અંતર આનંદિત વિહંગ કંઠે ગાય.
ઉચ્છ્વાસે તાજગી અજબ બહલાવંતી હેમંત,
ઉત્સુક અનિલ લઈને એને રેલે દશે દિગંત.

ચંડ સૂર્ય પણ સૌમ્ય બનીને દિનદિન શીળો થાય,
ચંદ્રવદન ને તારકનયને જાદુ અજબ ઉભરાય.
શ્વેતપદ્મ, અરવિંદ અરુણ જલલહરે કરતાં લાસ;
કાળાં જળને અજવાળત કુમુદોનાં શશિયર હાસ.

સંધ્યાએ હેમંત શાંતિમય કુંજઘટામાં જાય,
અરણીનો આમોદ ઊજળો જહીં વાટે વેરાય.
ત્યાં એકાંતે ગહન નિશાનાં પી પી તારકનૂર
મૌનલયે હેમંત વિમોચે અવનવ નેહલ સૂર.

સોનલરૂપલ ધન્યતાતણી દાત્રી ઋતુ હેમંત !
વસંતથી યે વ્હાલી તુજને મુદિત ચિત્ત સેવંત. ૧૮

૨૬ · ૩ · ૧૯૩૬

---

૧૨ : શશિયર – ચાંદનીમાંનાં, ચાંદની જેવાં, ચાંદનીએ ઓર શોભી રહેતાં.

# ૧૨૦ : તોફાની સાગરને આહ્વાન*

મિશ્ર હરિગીત

આવ સાગર ! આવ ફાળો મારતો;
આવ જળ ધ્હાડો અફાળી ડારતો;
આવ આ ઊભો અડગ હું ખડક તુજને ખાળતો;
તવ તોરનાં તોફાન સ્થિર નિર્ભય નયનથી ન્યાળતો.

ચંડિકાની સિંહસ્વારી કાઢતો
વિકરાલ તું છોને પ્રલય શો ત્રાડતો;
ઘોર મૃત્યુતરંગદલ આઠે પ્રહર હેલાવતો
આવ સિંધુ ! અકંપ ખડક ખડો તમે ખેલાવતો.

જળરાશિ છોળે લે મ્હને ન્હરાવ તું;
શુચિ ફેનફૂલનાં અર્ઘ્ય અઢળક લાવ તું;
પરવળ રતન મોતી લસત મુજ ચરણ ફરતાં વેર તું;
મુજ રંજનાર્થ મચાવ નીલમ લાસ્ય લોલુપ લ્હેરતું.

મા મથી મથી મુજ સ્થૈર્ય અમથું નાણતો;
ડુઠવાતણી ના વાત હું કંઈ જાણતો;

---

* ચિત્રકાર શ્રી. કૃષ્ણલાલ ભટ્ટના તોફાની સમુદ્ર વચ્ચે અડગ ઊભેલા ખડકના ચિત્રનો કાવ્યાનુવાદ. —કર્તા

૧૧ : પરવળ – પ્રવાલ.

શિરપર અમર અંબર અને ધરખમ ધરા ધારે તળે;
બન્ને ય જો મુજ હ્રુદય ભરતાં ગૂઢ નિજ વિજયી બળે.

હું સ્થાણુ અણુ અણુ આ ખડો;
સાતે સમુદ્ર ભલે ચડો,
મુજ નેમ નમતું નહિ જ મૂકે : નહિ હલે જામી જડો;
કાળાં જળોના કોપ મુજ વક્ષે વૃથા લો આથડો.

મુજ હાડના પોલાદમય પાયા પરે
કો દીપદાંડી રચાઇ જ્યોતિ ભલે ઝરે.
બેફામ સફરી સાવચેત થઈ સલામતીએ ઠરે
તો ધન્યભાવ લહીશ હું જડસો છતાં યે અંતરે.

હું આ રહ્યો, જુગના જુવાળ ભલે ચડો;
છો કાળ ઝંઝા ફૂંકતો સામે પડો;
છળબળ ભર્યા વેગો તુમુલ જળવાયુવમળોના નડો;
પરવા નથી વજ્રે વિનાશક વિદ્યુતે શિર ગડગડો.

નહિ નહિ હઠું, થઈ ચૂર્ણ જાઉં હું ભલે,
ને અતલગર્ભે ઊતરું અંધાં જલે;
એ કબરમાંથી યે જબર જ્વાળાબળે પ્રેરાઇને
ઉછળંત આવીશ બ્હાર પડકારીશ તુજને ન્હાઇને.

૧૯૩૯

# ૧૨૧ : હું શું આપું ?*

પદ

•

જુગ જુગનો હું જાચક ને તું દુનિયાનો દાતાર :
રે હું શું આપું ? ૧

અંધ તિમિર હું, તું તો અગણિત સૂર્યોનો અંબાર :
રે હું શું આપું ? ૨

હું દુઃખદાવાનળ, તું ઘન સુખશીતળ જળ ઝરનાર :
રે હું શું આપું ? ૩

હું અભદ્ર ને વિરૂપ, તું શિવ સુંદરતાનો સાર :
રે હું શું આપું ? ૪

હું હાલાહલ ઝેર નર્યું; તું અમરત–પારાવાર :
રે હું શું આપું ? ૫

કઠોર પત્થર હું, તું કોમલ પ્રેમતણો અવતાર :
રે હું શું આપું ? ૬

હું રજકણુમાં રુંધાઉં, તું અનંતનો અસવાર :
રે હું શું આપું ? ૭

---

* આ કાવ્ય શ્રી. સુંદરજી ગો. બેટાઈના નીચેની પંક્તિથી શરૂ થતા કાવ્ય ઉપરથી સૂચિત થયેલું છે. હું એમનો એ માટે ઋણી છું.

"કણ કણનો હું માગણ ને તું દુનિયાનો દાતાર :
રે હું શું માગું ?" —કર્તા

૩ : ઘન – મેઘ.

દિક્કંદરમાં બંદી હું, તું મુક્ત વિહંગ વિહાર :
રે હું શું આપું ? ૮

મુજને કાળબલા, તુજને દે શાશ્વતીઓ સહચાર :
રે હું શું આપું ? ૯

વિરહી હું આનંદતણો, તું પરમાનંદ અપાર :
રે હું શું આપું ? ૧૦

મલિન પંક હું, તું ધોનારી સ્વર્ગંગાની ધાર :
રે હું શું આપું ? ૧૧

પતિત નિરાશાની ઘોરે હું, તું મારો ઉદ્ધાર :
રે હું શું આપું ? ૧૨

હું શું આપું ? માગું તારી દયા માત્ર તલભાર :
રે હું શું આપું ? ૧૩

---

૧૨ : પતિત – પડેલો. ઘોર – કબર.

# સૂચિ


| કાવ્યક્રમ | કાવ્યની પ્રથમ પંક્તિ | પૃષ્ઠ |
|---|---|---|
| ૫. | અલૌકિક સ્વરૂપિણી દ્યુતિ વિહારિણી માનસી! | ૮ |
| ૩૦. | અલૌકિક પ્રભાત પાંખપર નીલસ્વાતંત્ર્યનું | ૩૩ |
| ૪૬. | અલી રજનિ! ચંદ્રમા વર પસંદ શાને કર્યો? | ૪૯ |
| ૪૯. | અકલથી અકળાઇ કવિતાની કલા કો કિશોર, | ૫૨ |
| ૫૪. | અહો! અજબ સુન્દરી! નમન તારકાતેજથી | ૫૭ |
| ૭૫. | અમે નંદનબાગ નિવાસી વિહંગમ્, | ૧૦૧ |
| ૮૨. | અવનીને આંગણે આવો, સૂરજદેવ! | ૧૧૨ |
| ૯૦. | અતિથિ ભમતો આવં અજાણ્યા દૂર દેશનો | ૧૨૪ |
| ૧૦૨. | અતિથિનોં બની આવ્યાં મારે ગૃહે શુભ યોગથી; | ૧૪૯ |
| ૧૦૮. | અમારા એ દાદા, વિપુલ વડના ઝુંડ સરખા | ૧૬૨ |
| ૧૦૦. | અમૃત અખંડ ઝરંત માતની અનુપમ માયા, | ૧૪૮ |
| ૩૭. | આવે છે દિન શાંતિનો શુભ, પ્રભુપ્રેર્યો ઉષારંગની | ૪૦ |
| ૩૯. | આજે સ્વર્ણ પ્રભાતની લહરીઓ આનંદના વ્હેનમાં | ૪૨ |
| ૫૨. | આમંત્રે છે ચડાવો અમર સરણિએ દોરતા દિવ્ય વ્યોમે: | ૫૫ |
| ૭૩. | આવીશ આવીશ તને શોધતો આવીશ હું | ૯૭ |
| ૮૧. | આજે સુધન્ય દિન: બાળક દિવ્યતાનું | ૧૧૦ |
| ૧૧૦. | આ ક્યાંથી ગગડાટ અંબર મહીં? ના મેઘખંડે દીસે! | ૧૭૨ |
| ૧૧૫. | આકર્ષતાં એ શિખરો અનેરાં; | ૧૭૯ |
| ૧૨૦. | આવ સાગર! આવ ફાળો મારતો; | ૧૮૬ |

૧૦. ઉદારતા દેવ પ્રસન્નતાની ૧૩
૧૯. ઉડી ઝબકી વિસ્મૃતિયુગોની, અને ૨૨
૬૩. ઉષ્માહીન કરાલ શૃંગગિરિનાં, ને ભવ્ય નિસ્પંદ ત્યાં ૮૦
૭૧. ઉદય પામતાં ઉદયાચલ પર ૯૩
૮૯ એક દી નવિન વીણા ૧૨૩
૭૪. અંધારામાં આતમડો અથડાય. ૯૯
૯૮. અંધારા અણજાણ ઘોર ગગને હું ગૂંગળાયો ઘણો, ૧૪૨
૧૦૫. કર મા સ્મિત, તું કર મા, કર મા: ૧૫૩
૮. કવિ ગગનમાં વિહાર કર કલ્પના પાંખ પે. ૧૧
૪૦. કલા રૂડી ખીલો ચતુર–દશમી આજ વિમલા ૪૩
૮૦. કહે છે કોણ કે "પૃથ્વી અમારી આ અભાગણી, ૧૦૮
૧૭. કશીય નથી યોગ્યતા, અધમતા સ્વભાવે ભરી ૨૦
૨૭ કાળા કાજળ કોયલા! નવ થતો ભોગ તું નૈરાશ્યનો, ૩૦
૩૮ કાળી! જીર્ણ પુરાણ આ અકળની લીલાર્થ મંદો હવે, ૪૧
૫૭. કાવ્યનું દિવ્ય પંખીડું, કવિ! તું આણવા મથે ૬૩
૯૭. કાશીધામ પૂરું કરી લઈ ગંગાજળ ૧૪૦
૭૮. કોણ આવશે રે ભાઈ! લાંબી વાટે કો૦ ૧૦૫
૮૮. કોના કઠોર હૃદયે સુકઠોર ઘાએ ૧૨૧
૬૨. કોલાહલો દિવસના ઉધમાતકેરા ૭૮
૩૧. ખોલી નાખ બધાં ય દ્વાર પૃથિવી! આ વજ્રતાળાં બધાં ૩૮
૧૪. ગુહાનિહિત આદિ–અગ્નિ ચિનગારી જાગી ઉઠો! ૧૭
૫૦. ગભીર ગગનોતણી ગહનતા થકીયે વધુ, ૫૩
૬૦. ગેબી વિશાળ નભઘુમ્મટ આસમાની ૭૫
૧૦૯. ગંગાસ્વરુપ વિમલા વિધવા નમું હું, ૧૬૭
૧૧૮. ગઈ અમંગલ વેશ શિશિર શિરકેશ વિનાની જર્જર કાય; ૧૮૪
૯. ચહું કરણ માત્ર તારૂં થઉં ને રહું હર્ષથી ૧૨

| | | |
|---|---|---|
| ૩૨. | ચિતોડગઢ! સ્વાર્પણે સુદૃઢ પ્રાણપાયા પરે | ૩૫ |
| ૫૬. | છોને હો ચંદ્રમાની સકલ નયનથી ગુપ્ત નિત્યે રહેતી | ૬૨ |
| ૨૧. | જજો સકલ ભૂતકાલ વિસરાઈ, નૈષ્ફલ્યના | ૨૪ |
| ૨૬. | જજો, યદિ જવું ગમે જ, સ્મિત લક્ષ્મીનાં ઓસરી, | ૨૯ |
| ૨૩. | જુગાર રમવા અમે નીકળિયા બધા વિત્તને | ૨૬ |
| ૯૯. | જગ કંટકવન ઘોર, તહીં નેહથી નમેલી | ૧૪૭ |
| ૧૦૧. | જેના આગમને સુમંગળતણી ખીલે વસંતો ગૃહે, | ૧૪૮ |
| ૧૨૧. | જુગ જુગનો હું જાચક ને તું દુનિયાનો દાતાર : | ૧૮૮ |
| ૧. | તેં આણ્યાં સ્વર્ગથી બીજ ને મારી મૃતભોમમાં | ૧ |
| ૭. | તને અમર કાવ્યમંદિર રચી મહીં માનસી— | ૧૦ |
| ૪૪. | તું નિઃસીમ અનંતનીલ નભની સાથે જ સ્પર્ધા કરે; | ૪૭ |
| ૬૪. | તારી સમીપે જ રહું સદા હું; | ૮૩ |
| ૬૫. | તારૂં નામ અવિરામ રસનાએ રમજો : | ૮૫ |
| ૭૯. | તારો મહાપ્રેમ લઈશ જીતી | ૧૦૬ |
| ૮૭. | તાજાં પ્રફુલ્લ ફૂલે શી ઉલ્લસે મધુમાલતી! | ૧૧૯ |
| ૧૧૩. | તારા રમ્ય પલકતા, | ૧૭૬ |
| ૮૩. | થયા ઘનશ્યામ હશે પ્રભુ કાં? | ૧૧૩ |
| ૨૦. | દંડીનાં વ્રત લીધાં છે, અગ્નિનાં અંબરો સજ્યાં, | ૨૩ |
| ૫૧. | "દીસે ખાવા ધાતો ખડક પથરે પ્હાડ નરવો; | ૫૪ |
| ૫૮. | દૂર–સુદૂરનું અદીઠ નીડ–નિવાસી વિહંગમ, | ૬૪ |
| ૧૧૪. | દિનને દોરી ગયો દિવાકર | ૧૭૭ |
| ૪. | ધરા ધૂલિસ્પર્શે કલુષિત બનેલા મનુજનો. | ૭ |
| ૧૮. | નહીં પદ ચળે તસૂ ય દૃઢ રોપિયા સત્પથે, | ૨૧ |
| ૨૯ | નથી શરદ્ આજ કૈં વિમલ નીલ શોભા ભરી; | ૩૨ |
| ૪૩. | નમું તને પથ્થર મૂર્તિને નમું : | ૪૬ |
| ૪૭. | ન નિંદ મુજ નાથને, કૃપણ વેણ ઉચ્ચાર મા ! | ૫૦ |

૬૧. નવ નવ ઉષા – વસંતે કોનું સ્મિતમંગળ મ્હેરાય ? ૭૭
૯૧. નમું ભારત માતા હે ! નમું માંગલ્યરૂપિણી ! ૧૨૯
૧૧૨. નીચાણોમાં ઢળેલો ક્યમ કરી સહુના તાપને ઠારવાને ૧૭૫
૨. પ્રવેશ પરમેશ્વર ! હૃદયમંદિરે; પ્રેમનું ૫
૩૩. પેલા ખડા વજર – વ્યૂહ રચી અભંગ ૩૬
૪૫. પોષ્યો પીયૂષ પાઈ, ખચિત ખલકના ખારથી આપ તો યે; ૪૮
૫૯. પ્રિયે ! કવિતસુંદરી ! નિકટ અંતરંગે રહે, ૬૬
૮૫. પરમાનંદ પ્રસાદ પ્રેમ ! તુંહિ મંગલકારી; ૧૧૬
૯૨. પદો ગર્વે રોપી ભુવનહૃદયે પ્હાડ બળિયા ૧૩૧
૯૫. પાણીની રેલની પેઠે જાપાની દલ ઉલટ્યું, ૧૩૨
૬. બનાવ લહિયો મને તવ અપૂર્વ છદોમયી ૯
૧૧. બધી તરફ, ગોઠવાઇ રહી શક્તિઓ ખેંચતી ૧૪
૨૨. બ્રહ્માંડ આ અમિત વિસ્તૃત દિગ્દિગંતે, ૨૫
૪૨. બજી ગહનકુંજમાં અમૃતસુર કો બંસરી, ૪૫
૯૩. બનાવોને બંદી વજરસમ પોલાદ પતરે ૧૩૧
૧૦૩. બાલ હનૂમત્ વીર વિહરતો, ૧૫૧
૯૧. બિમારી લંબાઈ બહુ જ; ન દવા કોઈ ફળતી; ૩૪
૧૨. ભલે રજનિ ! આવ મૌન પગલી ભવે આંકતી; ૧૫
૪૧. ભલે ના મારીએ ચિર પરિચિતા ચંદ્રવદના : ૪૪
૬૬. ભલે આવ્યા અનંતરાય, આવોજી રંકને બારણે, ૮૭
૧૧૧. ભલે કરે સૌ ઉપહાર મારો : ૧૭૫
૭૨. મારે હૈયે આવ ! કો ગૂઢ બોલે ! ૯૪
૧૦૭. રક્તરૂપ બની વ્હેતા નાડોમાં પ્રાણ જેમના ૧૫૭
૮૪. રાધાનું હૃદય રાડ નાખે ને કઠોર કાળા પ્હાડ ૧૧૫
૫૫. રે કાક ! જા ઉકરડે મળ ચૂંથવાને, ૬૧
૧૧૭ વાડોલિયા ! બાપ, હવે ખસી જા; ૧૮૨

૭૦. વેચાતો રાખો રે મને કોઇ વેચાતો રાખો. ૯૨
૧૩. વિહંગવર! ઉડ, ઉડ; નહિ નેન નીચાં કરી ૧૬
૧૬. વિશાળ થઇ જા સ્વભાવ! સુવિશાળ આકાશની ૧૯
૩. સરી ન જતી કલ્પના ત્વરિત આમ ત્યાગી મને; ૬
૧૫. "સમર્પી સૌ દે ને" — પ્રણયપડઘો અંતર પડે, ૧૮
૨૪. સમુદ્ર ભણી ઉપડ્યા કમરને કસી રંગથી ૨૭
૩૪. સ્વતંત્ર ગુજરાતના ગુરુ પ્રતાપથી ગાજતી ૩૭
૪૮. સુરક્ષક પિતા પ્રચંડ ગિરિરાજની છાયમાં ૫૧
૬૭. સનાતન શિશુ – પ્રભુ કરે લીલા નિજાનંદ લીન ૮૮
૬૮. સુદૂર શાશ્વત ધામે બેઠો છે એક ચિતારો ૯૦
૬૯. સચરાચરની પાળે રે, અગમ એક ઓવારે રે બેઠો છે માછીડો. ૯૧
૭૬. સાગર લ્હેરે સ્વાર થનારો હું તો નાવિક નાવિક, ૧૦૨
૭૭. સુખદુઃખના શિરામણ લઇને વિષમ વિશ્વની વાટે ૧૦૪
૮૬. સંતોના બે પ્રકારો: તરુવર સરખા કો કરી એક ઠામે ૧૧૬
૯૬. સાંકેતિક આગમને શિવ શિવગણના દઢ ગઢકલ્યાણે, ૧૩૬
૧૦૪. સંસારે દ્વૈતકેરે હૃદય ગહન અદ્વૈત શોધી રહેલું, ૧૫૨
૧૧૯. સ્ફટિક શુદ્ધિના શારદ સરમાં કરી સ્નાન સર્વાંગ, ૧૮૫
૨૫. હતા અબલ ને અવીર્ય ન્હતી આય કો અંગમાં; ૨૮
૨૮. હશે કોઇ એવો મૃત હૃદયનો માનવ જગે, ૩૧
૩૬. હિન્દની રાજધાનીનો રાજમાર્ગ ઉજાળતો ૩૯
૫૩. હતી ન રૂપમાં તું ઉર્વશી, તિલોત્તમા યે નહીં; ૫૬
૯૪. હે ગ્રીષ્મતપ્ત તરુઓ ઉધમાત આ શો ? ૧૩૨
૧૦૬. હવે તને સ્મરી સ્મરી ૧૫૪
૧૧૬ હું પ્હાડ હાય! જડ ને જડમૂળ સાથે ૧૮૧

# પૂર્ણયોગનું સાહિત્ય



## પૂર્ણયોગની ભૂમિકાઓ

૦-૮-૦

## પૂર્ણયોગ નવનીત

ભા. ૧લો — ૧-૪-૦

ભા. ૨જો — ૧-૦-૦

## પૂર્ણયોગનો જ્ઞાનયોગ

ભા. ૧લો — ૧-૪-૦

ભા. ૨જો — ૧-૪-૦

## ભક્તિયોગ

૧-૮-૦

## વિજ્ઞાનયોગ

૨-૮-૦

**શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ**

